# धर्मनीति बोधिनी.

## ભાગ ૨ બીજો.

## પુરાણોની કથા ઉપરથી.



કર્તા.

**મુમુક્ષક.**

પ્રસિદ્ધ કર્તા.

**ભીખાભાઈ લાલભાઈ દેશાઈ.**



**સુરત.**

"દેશી મિત્ર" [illegible] પ્રીન્ટીંગ પ્રેસમા મગનલાલ

**કીકાભાઈએ** છાપી.



સંવત ૧૯[illegible]    સને ૧૮[illegible]



**કીમત ત્રણ આના.**

# धर्मनीति बोधिनी.

## ભાગ ૨ બીજો.

# પુરાણોની કથા ઉપરથી.




કર્ત્તા.

**શુભેચ્છક.**





પ્રસિદ્ધ કર્ત્તા.

**ભીમભાઈ લાલભાઇ દેશાઈ.**





**સુરત.**

“દેશી મિત્ર” એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં **મગનલાલ**
**કીકાભાઇએ** છાપી.





સંવત ૧૯૬૬ સને ૧૯૧૦




**કીંમત ત્રણ આના.**

# પ્રસ્તાવના.

દેશની ઉન્નતિનો આધાર તેમાં વસનારા મનુષ્યો ઉપર છે, અને તેથી તેઓનું વર્તન ઉંચા પ્રકારનું થતું જાય તેને માટે પ્રત્યેક દેશ હિત ચિંતકે પોતાની યથાશક્તિ પ્રયત્ન કરવું અવશ્ય છે. દુર્ગુણો જુઠા ચળકારાથી વિશેષ મોહ ઉપજાવે છે, પરંતુ પીત્તળ તે સદાય પીત્તળજ છે. એ દુર્ગુણોનો સમુળો નાશ કરી સદ્ગુણનું સારી રીતે સિંચન થાય તો અંતે લાભ થયા વિના રહેશે નહીં. અંતરમાંથી નઠારી વાસનાઓ કહાડી નાખવી એટલું બસ નથી, કેમકે ખાલી પડી રહેલી જગા હમેંશ ખાલી રહેવાની નથી. નઠારી વાસના આવીને તેમાં ફરીથી ભરાઇ જવાનો ભય રહે છે. માટે દુર્વાસના સમુળી કહાડી નાખી, અંતરમાં તેની જગાએ સદ્ગુણોની ભરતી કરવી એજ ડહાપણનું કામ છે. ઉંચા ગુણોની એવી ઉંડી છાપ પડવી જોઇયે કે તે કદી ઘસાઇ જવાનો ભય રહેતો નથી. એટલા માટે ધર્મનીતિની ઉંડી છાપ પાડવી એ સજ્જનોનું કર્ત્તવ્ય છે. બાળપણમાં કુમળાં ને નાજુક હૃદય ઉપર એવી છાપ સહેલથી પડે છે, એમ અનુભવથી સિદ્ધ થયલું છે. દુર્ગુણોનો નાશ થાય, સદ્ગુણો સદાયને માટે કોતરાઇ રહે અને તેની સાથે આપણી આ આર્ય ભૂમિમાં પરાપૂર્વથી ચાલતી આવેલી, અને અદ્યાપિ અતિપુજ્ય ગણાતી, કથાઓનું સારૂં જ્ઞાન થાય, એજ હેતુ ધર્મનીતિ બોધિનીમાં સમાયલો છે. એ પુસ્તકના પ્રથમ ભાગને જનમંડળે ઉદાર વૃત્તિથી સ્વિકારી લેવાની કૃપા કરી છે, તેવીરીતે બીજા ભાગને સ્વિકારી લેવામાં આવશે એવી આશા અને વીનતિ છે. છેક નાના બાળકોના ઉપયોગને માટે પહેલો ભાગ છે, અભ્યાસમાં વધેલાઓને માટે આ બીજો ભાગ છે. ત્યાર પછી ધર્મના મૂળ અને ઉંચા તત્વોના શિક્ષણ માટે ત્રીજા ભાગમાં યથાશકિત પ્રયત્ન કરવામાં આવશે.

કૃપાળુ જનમંડળે પહેલા ભાગને જે આવકાર દીધો છે, તે આવકાર માટે જનમંડળનો મોટો આભાર માનવો એ અવશ્ય છે. તેની કૃપાનો પ્રવાહ અખુટ અને અખંડીત જારી રહો, એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

# અનુક્રમણીકા.



ॐ

श्री गणेशायनमः ॥

श्री गुरुदेवायनमः ॥

श्री परमात्मनेनमः ॥

---

# धर्म नीति बोधिनी.

## भाग २ जो.

### દોહરો.

ગુરૂ બ્રહ્મા ગુરૂ વિષ્ણુ ને. ગુરૂ ગુણ નિધિ મહેશ<br>
ગુરૂ ગણપતિ ગુરૂ શારદા. શ્રી ગુરૂ શેષ દિનેશ ૧<br>
સત્ય જ્ઞાન આનંદની. મૂર્તિ જ્યોત પ્રકાશ<br>
તિમિર હરણ શાંતિ કરણ. ચુરણ કરત જડ પાશ ૨<br>
દર્શાવે ગુરૂ પરમ પદ, ગુરૂ છે આતમારામ<br>
શ્રી ગુરૂનાં પદ કમળને, કરૂં કોટીક પ્રણામ ૩



# गुरु महिमा.



## દીલીપ રાજા.

જીવ જ્યારે પૃથ્વિ ઉપર જન્મ લે છે ત્યારે તે કેવળ બાળક અને અજ્ઞાન હોય છે. બાલ્યાવસ્થાથી તે, પોતાને માટે કાળજી રાખી શકે અને પોતાનું સંરક્ષણ કરવાને શક્તિમાન થાય ત્યાં સુધી, તેની સંભાળ તેનાં મા બાપ લે છે, તેનું પોષણ તેઓ કરે છે, અને એ પોષણથી તેનું શરીર પુષ્ટિ પામી ધીરે ધીરે વધવા માંડે છે, અને અંતે તે પાકી વયનો થાય છે. આ પ્રમાણે શરીર અથવા દેહ માબાપની કૃપાથી ખીલે છે. આપણું બહારનું જે શરીર દેખાય છે તેટલું શરીરજ આપણે નથી, માત્ર બહારનું શરીર તે માણસ નથી. એ શરીર, મન, બુદ્ધિ અને જીવ એ ચારેના સમુહને માણસ રૂપે આપણે જાણીએ છીએ. એટલે માણસ એ ચારેનો બનેલો છે. જે પ્રમાણે આ દેખાતાં બહારનાં શરીરની વૃદ્ધી મા બાપથી થાય છે તે પ્રમાણે મન અને બુદ્ધિની વૃદ્ધિ થવાની જરૂર છે. ખોરાક વિના શરીર સારૂં રહેતું નથી અને તેમજ નીભા શકતું પણ નથી. એજ પ્રમાણે મન અને બુદ્ધિને પણ પુષ્ટિની જરૂર છે. એ પુષ્ટિ આપનારા તે ગુરૂ છે. શરીરને જે પ્રમાણે ખોરાક મળે અને કશરત થાય તેજ પ્રમાણે મન અને બુદ્ધિ માટે સમજવાનું છે. બીજાના ખાવાથી અને બીજા કશરત કરે તેથી, આપણું પેટ ભરાતું નથી અને અંગ વળતું નથી. તેમ થવાને માટે તો આપણે પોતેજ પ્રયત્ન કરવાનું છે.

તેજ પ્રમાણે મન અને બુદ્ધિની ખીલવણીને માટે પોતાની જાતેજ માણસે પ્રયત્ન કરવાનું છે, એ પ્રયત્ન કંઈ ગુરૂ કરી શકતા નથી. તે તો માત્ર માર્ગ બતાવે છે અને સાધન પુરાં પાડે છે. એ સાધનનો ઉપયોગ કરવો અને બતાવેલે માર્ગે જવું એ તો માણસનું પોતાનું કામ છે. દેખાતાં શરીરની વૃદ્ધિ કરનાર જેમ માતા પિતા પુજ્ય છે, તેમજ મન અને બુદ્ધિની વૃદ્ધિ કરનાર ગુરૂ પણ પુજ્ય છે. એમની કૃપા વિના એ વૃદ્ધિ થતી નથી, માટે એમની ખરા ભાવથી સેવા કરીને તેમની કૃપા સંપાદન કરવી એ પ્રત્યેક ચતુર પુરૂષનું કામ છે. ગુરૂની સેવા કોઇ પણ દિવશ નિષ્ફળ જતી નથી. તેની કૃપાથી શિષ્યની સર્વ કામનાઓ ફળીભુત થાય છે. પૂર્વે વૈવસ્વત મનુ નામે મહા પ્રતાપી રાજા થઈ ગયા. પૃથ્વીમાં પ્રથમ રાજા તેજ હતા. તેમનો વંશ સૂર્યવંશ નામે પ્રસિદ્ધ છે. એ સૂર્યવંશમાં દીલીપ નામના મહા પ્રતાપી રાજા અયોધ્યા નગરમાં રાજ કરતા હતા. તેમની ધર્મપત્નિ એટલે સ્ત્રીનું નામ સુદક્ષિણા હતું. રાજા અને રાણી બન્ને ઘણાજ પવિત્ર અને ધર્મિષ્ટ હતાં અને સમસ્ત પ્રજાનું પોતાની સંતતિની પેરે પોષણ તથા રક્ષણ કરતાં હતાં. સર્વ વાતે તેઓ સુખી હતાં પણ પેટે સંતતિ નહોતી. પોતાના પિતૃનું દેન પુત્ર વિના અદા થતું નથી એમ સમજી, માત્ર તેજ કારણથી રાજા અને રાણી પુત્રની તીવ્ર ઇચ્છા રાખતાં હતાં. પિતૃઋણથી મુક્ત થવામાં શું વિઘ્ન નડે છે અને તે વિઘ્ન કેમ દુર થાય તે જાણવા માટે દીલીપ રાજાએ પોતાના કુળગુરૂ વસિષ્ટની પાસે જવાનો નિશ્ચય કર્યો. રાજ્યને માટે ઘટતી ગોઠવણ કરીને તે પોતાની સ્ત્રી સુદક્ષિણાની સાથે વસિષ્ટજીના આશ્રમે ગયો, પોતાની સાથે થોડા આવેલા અનુચરોને પણ વિદાય કીધા, અને રાજા અને રાણી બન્ને જણે આશ્ર-

મમાં પ્રવેશ કીધો. આશ્રમમાં જઇને બે હાથ જોડીને બન્ને જણા ગુરૂને પગે લાગ્યાં અને અતિ વિનયથી તેમની સાથે વાત કરવા લાગ્યાં. ગુરૂની પાસે જવું હોય ત્યારે કેવી રીતે વર્તવું તે આથી શીખાય છે. વસિષ્ટજીએ તેમનાં આવવાનું કારણ જ્યારે પુછ્યું ત્યારે રાજા દીલીપે પોતાનો હેતુ ખરેખરો કહી દીધો અને વસિષ્ટજીને વિશેષ વિનંતિ કરી કે મહારાજ આપ પરમજ્ઞાની અને મહા સમર્થ છો અને આપથી કંઈ અજાણ્યું નથી, માટે મારો એવો શો અપરાધ થયો છે કે જેથી દૈવની અકૃપા થયલી છે, તે આપ મને કહેવાને યોગ્ય છો. વસિષ્ટે કહ્યું કે હે નૃપવર, હું કહું તે તું લક્ષ દઈ સાંભળ, એક સમયે સ્વર્ગના અધિપતિ ઈંદ્રને જોઈતી સહાય કરીને તું પૃથ્વી ઉપર પાછો આવતો હતો તે અરસામાં તારા માર્ગમાં સ્વર્ગની ગાય સુરભી એક બાજુએ બેઠી હતી, તું તારા મનમાં વિચારમાં તલ્લિન થઈ ગયો હતો અને તેથી તારૂં લક્ષ તેની ભણી ગયું નહીં, અને અજાણપણે તેને નમન કીધા વિના તું ચાલ્યો ગયો. સુરભીને આથી માઠું લાગ્યું અને તેણે તને શાપ દીધો કે મને પ્રસન્ન કીધા વિના તને પુત્રની પ્રાપ્તિ થશે નહીં. ધુનમાં આ શાપ પણ તેં સાંભળ્યો નથી. આ કારણથી તને પુત્ર થયો નથી. આ સાંભળી રાજા તથા રાણી ઘણા શોકાતુર થઈ ગયાં અને ગદ્‌ગદ્ કંઠે ગુરૂશ્રીને એનો હવે શું ઉપાય કરવો તે પુછવા લાગ્યાં. વસિષ્ટજીએ કહ્યું કે એનો ઉપાય અહીંજ છે; મારી પાસે જે નંદિની ગાય, મારા અગ્નિહોત્રને માટે રહેલી છે, તે સુરભીની સંતતિ છે, તેની સેવા કરીને તેને પ્રસન્ન કરશો તો તમારી મનકામના ફળશે. તે ઉપરથી રાજા અને રાણી ત્યાંજ રહ્યાં અને ગુરૂની ગાયની અત્યંત સેવા કરવા લાગ્યાં. નિત્ય સવારમાં બન્ને જણાં વહેલાં ઉઠે, ગાયને પાણીથી સાફ કરી તેને ચોળે, તેના વાછરડાંને પણ તેમ કરી

પોતાની માને ધવડાવે, પછી ચંદન પુષ્પ આદી સર્વ સામગ્રીથી નંદિનીની ભાવથી પુજા કરે અને પછી તેને વનમાં ચરવા જવાને છોડી મુકે. તેની પાછળ પાછળ રાજા અને રાણી બન્ને જાય અને રાણીને થોડે દુર જઇ પાછી આશ્રમ ભણી વિદાય કરી રાજા એકલો જ ગાયની પાછળ તેની સેવા કરતો જાય. ગાય ઉભી રહે તો પોતે ઉભો રહે, ને બેસે તો પોતે બેસે, તે ચાલે તો પોતે ચાલે, તે પાણી પીએ તો પોતે પીએ, તેના શરીરે માખી ડાંસ વગેરે જીવડાં આવી બેસે તો ઉડાડે અને સારો ચારો શોધીને તેને ચરાવે અને સાયંકાળે તેની સાથે પાછો આશ્રમમાં આવે. આવી રીતે ઘણા સમય સુધી તેની ચાકરી કરી તેની પ્રસન્નતા અને કૃપા મેળવી. પછી ગુરૂની આજ્ઞા લઇને દીલીપ અને સુદક્ષિણા પોતાના રાજ્યનગરમાં આવ્યાં, અને ત્યાર પછી થોડે કાળે રાણીને મહાપ્રતાપી પુત્ર પ્રસવ થયો, કે જેના વંશમાં શ્રી રામચંદ્રજી પોતે પ્રગટ થયા હતા. ગુરૂ વિના મર્મ કોઈ બતાવતું નથી, અને ગુરૂની કૃપા સંપાદન થતાં દૈવી વિઘ્નો દુર થઇ ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે. (રઘુવંશમાંથી)



# સદ્ગવારનું સ્મરણ.

## ભુજંગી છંદ.

પ્રભાતે પ્રભુ અંતરે જે પ્રકાશે, કૃપા જેનીથી દેહનાં કાર્ય થાશે
જુએ જાગૃતિ સ્વપ્ન સુષુપ્તિ માંહે, સ્મરૂં તેહને જેથી કલ્યાણ થાએ. ૧
નહી વાણીં ને મનથી જે પમાએ, સદા સચ્ચિદાનંદ રૂપે સુહાએ
વડી મૂર્તિ એ તેજની છે અપાર, પ્રભાતે સ્મરી જાઉં સંસાર પાર. ૨
રચ્યું વિશ્વ જેને વિશે સર્વ વ્યાપી, નિરાકાર નિર્લેપ મોટા પ્રતાપી
સહુ દેવનો દેવ જે ના કળાએ, પ્રભાતે સ્મરૂં પ્રેમથી ચિત્ત માંહે. ૩

## દોહરા.

બ્રહ્મા હરિ હર શકિત ત્રણ, વ્યાપી રહી સર્વત્ર
જેનાં તેજ બળે થતા. સહુ વ્યવહારો અત્ર ૧
સૂર્ય ચંદ્ર મંગળ અને. બુધ ગુરૂ ને શનિ શુક્ર
નક્ષત્રો તારા ગણો. સમસ્ત જ્યોતિ ચક્ર ૨
સ્મરણ કરી સદ્ભાવથી. વિનવું જોડી હાથ
કૃપાનીધિ સહુ માયરો, કરજો રૂડો પ્રભાત ૩

## દ્રુત વિલંબિત.

ભૃગુ વસિષ્ટ ક્રતુ રૂષિ અંગીરા
પુલહ ગૌતમ ને મરિચી ધીરા
ચ્યવન રૈભ્ય મનુ વળિ દક્ષ જે
સરવ એ કરજો સુ પ્રભાત મે ૧

## દોહરો.

સનક સનંદન આસુરી, પિંગળ સનતકુમાર
વોઢુ સનાતન સહુ કરો, પ્રભાત મુજ શુભકાર. ૧



# જુગટું—ધૈર્ય.

## નળ દમયંતી.

કેટલીક વાર એવું બને છે કે સારાં માણસોની મતિ પણ ફરી જાય છે અને તેઓ નહીં કરવાનાં કામ કરે છે. પરંતુ પાછળથી તેમને પોતાની કૃતિ નબળી થયલી સમજાઈ જાય છે, અને અંતે પસ્તાવો થાય છે. માણસનાં મનમાં એકબીજાથી ઉલટા એટલે સારા ને નરસા વિચારો અને વિકારો ઉત્પન્ન થાય છે, અને સારા તથા નરસા બેની વચ્ચે ખરેખરી લડાઇ ચાલી રહી હોય તેવું દેખાય છે. સારાનું બળ વધે છે ત્યારે સારાં કામ થાય છે, અને નરસાંનું બળ વધતાં તે દુઃખમાં દોરવી જાય છે. દુઃખ આવી પડે તે વખતે માણસે ધૈર્ય ધારી હિમ્મત રાખવાની જરૂર છે. ધૈર્ય એ ધર્મનું એક અંગ અથવા ચિન્હ છે. ધૈર્યનું સેવન કીધા વિના જીવ પોતાનું કલ્યાણ કરી શકતો નથી. જેઓ ધર્મને માર્ગે જનારા છે તેઓને તો માર્ગમાં ઘણાજ વિઘ્ન નડે છે. એ વેળા જો ધૈર્ય નહિ રખાય તો આગળ જવાયજ નહિ, માટે દરેક માણસે ધૈર્યનું સેવન અવશ્ય કરવું. એમ કીધાથી અંતે સારૂં ફળ મળ્યા વિના રહેતું નથી. એ વિષયમાં નળ દમયંતીની કથા જગતમાં પ્રખ્યાત છે. નૈષદ નામે દેશમાં વીરસેન નામનો રાજા થઈ ગયો તેને સુરસેન નામે ભાઈ હતો. એ બન્ને ભાઇને એકેક છોકરો હતો. એકનું નામ નળ અને બીજાનું નામ પુષ્કર હતું. વીરસેન અને સુરસેન બન્ને જણા નળને રાજ્યાસન ઉપર બેસાડી તપશ્ચર્યાને માટે વનમાં ચાલ્યા ગયા. નળ રાજા પરમ ધર્મિષ્ટ હતો અને તેના રાજ્યમાં સંપૂર્ણ સંતોષ અને સુખ ફેલાઈ રહ્યાં હતાં. એના કાકાનો છોકરો પુષ્કર

સૈન્યાધિપતિ હતો. બંને ભાઇઓ વચ્ચે થોડા સમય સુધી સ્નેહ સારો રહ્યો. પાછળથી પુષ્કરને અદેખાઈ થઈ અને તેણે મનમાં વૈરાગ આણી દારૂણ વનમાં પ્રયાણ કીધું. નળ રાજા સતી શીરોમણી દમયંતી નામે રાજપુત્રીને પરણ્યો હતો. બન્નેની વચ્ચે ગાઢો પ્રેમ હતો અને તેઓને સંતતિ પણ થઈ હતી. એ દંપતિ સુખેથી પ્રજાનું પાલન કરતાં હતાં તેવામાં એક દીવસ વનમાંથી પુષ્કર દુર્મતીથી ભમી ગયલો અને નઠારા માણસોનો ઉશ્કેરાયલો નગરમાં આવ્યો અને નળરાજાની પાસે દ્યુત રમવાની માગણી કરી. નળરાજાએ ઘણો સમજાવ્યો પણ તે સમજ્યો નહિ, અને ધીરે ધીરે નરળાજાની મતિ પણ બદલાતી ગઈ. એક બાઇઓ જુગટું રમ્યા અને તેમાં નળરાજા પોતાનું રાજપાટ સર્વ ખોઈ બેઠા. પુષ્કરે પોતાની આણ ફેરવી કે નળને જે કોઈ આશ્રય આપશે તે અમારો અપરાધી થશે. નળ રાજા પહેરેલાં સાદાં કપડાં ભેર વન તરફ ચાલ્યા. તેની રાણી દમયંતીએ છોકરાંને પોતાને પિયેર વિદાય કીધાં અને પત્નિના ધર્મ પ્રમાણે તે પોતાના પતિની સાથે ગઈ. વનમાં તેઓ બહુ દુઃખ પામવા લાગ્યાં. એકવાર માણસ નબળા વિચારને આવવા દે છે અને તેને ફાવવા દે છે તો પછી બીજા નબળા વિચારો તેના ઉપર ચડી આવે છે અને સત્તા ચલાવે છે. જેમ સહેજ શરીરમાં શળો પેઠો ને તરત તેનો નાશ નહિં થયો તો વધારેને વધારે શળો વ્યાપી જાય છે તેમજ મનના વિકારો રૂપી શળાને માટે સમજવાનું છે. નળ રાજાએ પોતાની સ્ત્રીને માટે જુઠો વગર પાયાનો વહેમ લાવી તેને વનમાં ઊંઘતી મુકીને ચાલ પકડી. વાઘ, વરૂ, મોટા મોટા સર્પો અને બીજાં વિકાળ પ્રાણીઓથી ગાજી રહેલાં વનમાં સતી બહુ ત્રાસ પામી, અનેક દુઃખો તેણે સહન કીધાં અને અંતે પોતાની માસીને ત્યાં નામ ફુ-ચાવી દાસી તરીકે રહી. ત્યાં પણ સુખે બેસાયું નહિં. તેને સાથે ત્યાં

ચોરીનું આળ આવ્યું પણ સત્યનો બેલી પરમેશ્વર છે. આળ ખોટું ઠર્યું, માસીએ તેને ઓળખી, અને તે પોતાને પિયેર ગઈ. નળ રાજાને પણ વનમાં બહુ બહુ દુઃખ પડ્યાં, તે સઘળાં તેણે પણ ધૈર્યથી સહન કીધાં ને એક રૂતુપર્ણ રાજાને ત્યાં ઘોડાવાળાની નોકરી કરવા રહ્યો. દમયંતિના પિતાએ નળરાજાની શોધ કરવાને દેશોદેશ માણસ મોકલ્યાં પછી રૂતુપર્ણ રાજાને ત્યાં છે એમ સમજાયું પણ તેનું રૂપ બદલાઈ ગયું હતું અને તે ઘોડાવાળાની નોકરી ઉપર હતો એટલે ખાત્રી કેમ થાય. તે ઉપરથી દમયંતી ફરી સ્વયંવર કરી લગ્ન કરવાની છે એ મીશે રૂતુપર્ણ રાજાને તેડાવ્યો. તે તથા નળરાજા બન્ને આવ્યા. દમયંતીએ નળરાજાને ઓળખી કહાડયો અને બધાને તેની ખાત્રી થઈ. દંપતિ ફરી મળ્યાં ને આનંદ પ્રસરી રહ્યો. દમયંતીને તેના જેવીજ એક બેન હતી તેને રૂતુપર્ણ રાજા સાથે પરણાવી. પછી નળરાજા દમયંતી સાથે સૈન્ય લઈ પોતાના અસલ નગર–રાજ્યનગર ભણી ગયો. તે વાતની ખબર પુષ્કરને થઈ. તેને પણ પાછળથી પોતાની માઠી કૃતિનો પસ્તાવો થતો હતો, તેથી તે એકલો પગે ચાલીને નળરાજાની સામે ગયો. તેણે જઇને પગે લાગી ઘટતી ક્ષમા માગી. નળરાજાએ ભાઇને છાતી સરસો ચાંપ્યો, અને પોતાની પાસે બેસાડયો. બન્નો ભાઇઓ નગરમાં સાથે ગયા અને નળરાજાને ફરી રાજ્યાસન ઉપર બીરાજતા જોઇને પ્રજામાં જયજયકાર વર્તી રહ્યો. આ પ્રમાણે જુગટું માણસની પુરી ખરાબી કરે છે. એક નબળા વિચારને જો પુષ્કરે અને નજે ડાબી દીધો હોત તો કંઈ પણ પીડા આવી પડતે નહિં. તોપણ નળ અને દમયંતી બન્ને જણે પરમાત્માનો આશ્રય રાખી મહાન દુઃખોમાં ધીરજ ધારી તો તેનું ફળ અંતે સારૂં થયા વિના રહ્યું નહિં.

(મહાભારત વનપર્વમાંથી)

---

## ક્ષમા.



# વસિષ્ટ ને વિશ્વામિત્ર.

માણસ અને પશુમાં મોટો ફેર એ છે કે માણસનામાં બુદ્ધિનું અંકુર ફુટેલું છે અને પશુમાં તેમ થયું નથી. બુદ્ધિના પ્રકાશ વડે સારાં નરસાંનો માણસ વિચાર કરી શકે છે. માણસનામાં સત્વ, રજ અને તમ એ પ્રમાણે ત્રણ ગુણો રહેલા છે. એમાં તમો ગુણથી નઠારી વૃત્તિઓ પ્રગટ થાય છે. તે વૃત્તિઓને દાબી નાંખવા માટે બુદ્ધિનો પ્રકાશ સહાયકારક છે. સર્વ દુર્ગુણોમાં ક્રોધ બહુજ નબળો છે. સારા વિચારવાન અને પોતાનું કલ્યાણ ઇચ્છનારા કોઈ પણ દિવશ ક્રોધને વશ થતા નથી. નઠારા વિકારોને દાબી દેવા માટે તેથી ઉલટીજ સારી વૃત્તિને ધારણ કરવી જોઇયે. કોઈ આપણો ગમે તેવો મોટો અપરાધ કરે, આપણી સાથે દુષ્ટ રીતે વરતે, મનવાણી અને કર્મથી આપણી સામુ થઈ નહીં કરવાનું અને નિંદાયુક્ત કરે તોપણ આપણે તે વાત બીલકુલ મનમાં લાવવીજ નહીં, એટલુંજ નહીં, પણ જાણે એ નઠારૂં કામ તે માણસે કીધુંજ નથી એમ સમજી આપણે ઊંચા ગુણોથી તેની બાજી વર્તન રાખવું એજ આપણો પરમ ધર્મ છે. આવી વૃત્તિને ક્ષમા કહે છે. ક્ષમા—એ ધર્મનું સબળ અંગ છે. જેઓનામાં ક્ષમાનો ગુણ છે તેઓનો કોઈ શત્રુ નથી. જનમંડળમાં તે માન પામે છે અને પરમાત્માને પણ પ્યારા છે. જેઓ વસિષ્ટ અને વિશ્વામિત્રની કથા જાણતા હશે તેઓ સારી પેઠે સમજ્યા હશે કે

ક્ષમા એ ખરેખર મહાત્માનું મોટું લક્ષણ છે, અને એવા મહાત્માથી પરમાત્મા દુર નથી. કન્યા કુબ્જમાં વિશ્વામિત્ર નામે ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તે એક દીવસે પોતનાં માણસોની સાથે વનમાં મૃગયા કરવાને ગયો હતો. તેઓ સહુ અત્યંત શ્રમિત થયા અને ભુખથી પીડાતા હતા. એવાંમાં ત્યાં પાસેજ વસિષ્ટરૂષિનો આશ્રમ હતો ત્યાં તેઓ ગયા. વસિષ્ટ રૂષિએ તેમનો યોગ્ય આદરસત્કાર કીધો અને ત્યાંજ પ્રસાદ લેવાને માટે આગ્રહ કીધો. રાજા બહુ આશ્ચર્ય પામ્યો કેમકે રૂષિના આશ્રમમાં એક નંદિની નામની ગાય શિવાય બીજું કંઇ પણ તેણે દીઠું નહીં. તોપણ રૂષિનો આગ્રહ જોઇ તેમણે પ્રસાદ લેવાની હા પાડી. પછી રૂષિએ તે ગાય જે કામધેનુ હતી તેને સર્વ સામગ્રી કરવાની આજ્ઞા આપી અને વિશ્વામિત્ર અને તેમના સર્વ માણસોને થોડીવારમાં મનમાનતાં ભોજન મળ્યાં. વિશ્વામિત્રને થયું કે આ બ્રાહ્મણનાં બળ આગળ મારૂં ક્ષત્રી બળ કંઇજ કામનું નથી. તેણે વસિષ્ટની પાસે ગાયની માંગણી કરી પણ એ દેવતાઈ ગાયને રૂષિ કેમ આપી શકે અને તેથી તેણે તે આપવાની ના પાડી. રાજાએ પોતાના માણસોને આજ્ઞા કરી કે જબરજસ્તિથી એ ગાય લઇ લ્યો. માણસોએ ગાયને બહુ મારી તોપણ તે વશ થઇ નહીં. ગાયે વસિષ્ટનો આશ્રય માગ્યો ત્યારે તેમણે કહ્યું કે બ્રાહ્મણનો ધર્મ તો ક્ષમાનો છે માટે તું તારી મેળેજ તારૂં રક્ષણ કર કેમકે તેમ કરવા તું સમર્થ છે. પછી તે ગાયે પોતાના તેજથી અનેક યોદ્ધાઓ ઉત્પન્ન કીધા અને વિશ્વામિત્ર અને તેના માણસોને ત્યાંથી નાસી જવું પડયું. વિશ્વામિત્ર રાજ્ય લક્ષ્મિનો ત્યાગ કરી તપશ્ચર્યા કરીને સિદ્ધિને પામ્યા. હવે એવું બન્યું કે એક કલ્માષપાદ રાજા શાપથી પીડાતો રાક્ષસરૂપ થયો હતો. વિશ્વામિત્રની ઉશ્કેરણીથી તેણે

વસિષ્ટના પુત્ર શક્તિમુનીનું ભક્ષણ કરી નાખ્યું એટલુંજ નહીં પણ વિશ્વામિત્રે તેને ફરીથી વારંવાર સમજાવ્યો તેથી બહુજ ક્રોધ કરી વસિષ્ટરૂષિના બીજા પુત્રોનો પણ તેણે સંહાર કરી નાખ્યો. આ વાત જાણી વસિષ્ટરૂષિએ શોકથી કલ્પાંત કરી મુકયું. શક્તિની સ્ત્રી ગર્ભવંતિ હતી તેને જોઈ રૂષિએ શાંતિ પકડી. રૂષિ પોતાના છોકરાની વહુ સાથે વનમાંથી જતા હતા તેવામાં કલ્માષપાદ રાક્ષસ તેઓની પાછળ ભક્ષણ કરવાના હેતુથી દોડયો. શક્તિની સ્ત્રી ગભરાઈ રડવા લાગી પણ રૂષિએ તેને ધીરજ આપી અને "હુંકાર" શબ્દ કરી તેને આવતો અટકાવ્યો, એટલુંજ નહીં પણ તેના ઉપર દયા લાવી તેનો શાપ મિટાવી દીધો, અને કલ્માષપાદ પોતાના આગલા રૂપમાં આવી ગયો. વસિષ્ટથી તે બહુજ શર્માઈ ગયો, ફરીફરી પગે લાગ્યો, અને પોતાની વારંવાર નિંદા કરી તેણે માફી માગી. વસિષ્ટરૂષિએ તેને ક્ષમા આપી એટલુંજ નહીં પણ તેના માગવાથી તેને પુત્ર થવાનું વરદાન આપીને વિદાય કીધો.

ત્યાર પછી શકિતમુનિની સ્ત્રીને પરાશર નામે પુત્ર થયો. તે મોટો થતાં તેણે પોતાના બાપ કાકાની હકીકત જાણી અને રાક્ષસોના ઉપર રીસે ભરાઈ તેઓનો નાશ કરવાનો વિચાર કીધો. તેણે પ્રથમ મહાદેવની આરાધના કરીને યજ્ઞનો આરંભ કીધો. રાક્ષસોનાં કુળ બળવા લાગ્યાં. તે જોઈ પુલસ્ત્ય, પુલહ આદિ રૂષિયો ત્યાં આવ્યા. તે સમયે વસિષ્ટજીએ અને તે રૂષિઓએ પરાશરને બહુ સમજાવી તેની પાસે યજ્ઞની સમાપ્તિ કરાવી. વસિષ્ટરૂષિએ પોતાના પૌત્રને કહ્યું કે હે પુત્ર ક્રોધને ત્યાગ કર. રાક્ષસોનો એમાં શો અપરાધ છે ? તારા બાપ તથા કાકાને જે ભાવી હતું તે થયું ? માણસનાં પોતાનાજ કર્મ પ્રમાણે તેને બધું આવી મળે છે, પ્રારબ્ધને અનુસરીને બધું થયા કરે છે. બુદ્ધિમાન

પુરુષ સદા ક્ષમાવાન હોય છે, અને ક્રોધ તો મૂર્ખ કરે છે. કોઇ નઠારો થયો તેટલા માટે આપણે નઠારા થવું એવું કયો ડાહ્યો માણસ કહેશે. ક્ષમા જેવો બીજો ધર્મ નથી, જેને વિશે ક્ષમા રહેલી છે તેજ પોતાનું જીવન સાર્થક કરે છે, તેજ પરમાત્માને વહાલો છે, અને તેજ ખરો મનુષ્ય છે. છોકરાએ યજ્ઞ સમાપ્ત કીધો અને ત્યાં ભેગા થયલા સર્વ ઋષિઓએ તેને બહુબહુ આશીર્વાદ દીધા. એ પરાશર ઋષિની કીર્તિ આજ પણ સઘળે જણાઇ રહી છે. વસિષ્ઠજી તો પ્રજાપતિરૂપે મનાય છે. ક્ષમાનો મહિમા જેવોતેવો નથી.

(મહાભારત.)



# ઇંદ્રિયો ઉપર અંકુશ.

## મોટા પુરુષની હાંસી—પક્ષપાન.



## શ્રી દ્વારીકાના યાદવોનો નાશ.

હિંદુઓ કાળની ગણના કરવામાં ચાર મોટા યુગો માને છે, જેના નામ, સત્યુગ, ત્રેતા, દ્વાપર અને કળિ છે. હાલ કળિયુગ ચાલે છે અને તેના પાંચ હજાર વર્ષ પુરાં થયાં છે. તે પહેલાં દ્વાપર યુગ થઈ ગયો. તે યુગના છેવટના ભાગમાં નારાયણ ભગવાનનો આઠમો અવતાર જે કૃષ્ણાવતાર નામે પ્રસિદ્ધ છે તે થયો હતો. કૃષ્ણની નગરી શ્રી દ્વારિકાં હતી અને ત્યાં જાદવો નામના ક્ષત્રીઓની મોટી વસ્તી હતી. તેની પાસે પિંડારક નામે પવિત્ર તીર્થમાં એક સમયે, વિશ્વામિત્ર, નારદ આદિ રૂષિઓ પધાર્યા હતા. ત્યાં ઉન્મત્ત છોકરાઓ જઈ ચડયા. તેઓએ પોતાનામાંથી એકને સ્ત્રીના જેવાં વસ્ત્ર પહેરાવી તેને રૂષિઓની પાસે લઈ ગયા, અને ઘણા ડાહ્યા ડમરા હોય એવું ડોળ ઘાલી રૂષિઓને પુછ્યું કે આ એક જાદવની ગર્ભવંતી સ્ત્રી આપની પાસે પુછવા આવી છે પણ પુછતાં શરમાય છે કે તેને શું અવતરશે. રૂષિઓ મશ્કરી તર્ત સમજી ગયા અને કોપ કરીને બોલ્યા કે એ મુશળ જણશે અને તે મુશળથી આખા જાદવકુળનો વિનાશ થશે. છોકરાઓ ભયભીત થઇ ત્યાંથી ચાલ્યા ગયા, અને સ્ત્રીના વસ્ત્રો કહાડી નાખતાં અંદરથી ખરેખર મુશળ નીકળ્યું. ઉગ્રસેન રાજાને કાને આ વાત ગઈ. તેણે મુસળને ઘસાવી નંખાવ્યું ને ચુરાની રજકણો સમુદ્રમાં નંખાવી દીધી, તે રજકણો

સમુદ્રના કીનારા ઉપર ફરીઆવતાં તેમાંથી તિવ્ર ધારવાળું એક જાતનું તૃણ ઉગી નીકળ્યું. થોડા દીવસ પછી દ્વારિકામાં માઠા સુકનો થવા લાગ્યા અને તેથી જાદવકુળના માણસો પ્રભાસ નામના પવિત્ર સ્થાનમાં શાંતિને અરથે આવ્યા. ત્યાં ધર્મધ્યાન કરવાને બદલે ભલી ભલી ભાતનાં ભોજનો કરવા લાગ્યા અને ઇંદ્રીના સ્વાદ વધતાં છેવટ મદ્યપાન કરતા થયા. મદ્યના સ્વાદથી લોભાઇ તેઓની વિવેક બુદ્ધિ કેવળ જતી રહી. તેઓ મોટેથી બુમ પાડવા લાગ્યા, એકબીજાને કડવાં વચન કહેવા લાગ્યા અને એમ કરતાં છેવટે માંહોમાંહે લડયા પણ ખરા. સામસામા હથીઆરોથી લડયા ને તે ખુટયાં ત્યારે વજ્ર જેવાં જે તૃણ ઉગ્યાં હતાં તેણે વતી લડયા અને એમ લડતાં માંહોમાંહે કપાઇ મુઆ અને રૂપિનો શાપ ફળીભુત થયો. ઇંદ્રીના સ્વાદમાં લોભાઇ જતાં આવું માઠું પરિણામ આવ્યું. દારૂ ખરેખર અગ્નિ સળગાવી મુકનારો દારૂ છે. તેનું સેવન કાધાથી ક્રોધ ઉત્પન્ન થાય છે, સારાં નરસાંનું ભાન માણસ ભુલી જાય છે. સગાં, મિત્ર, સ્નેહી, મોટાં, નાનાની ઓળખ જતી રહે છે, પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી, એક ગાંડા અથવા ભુતના જેવા માણસ થઇ જાય છે, અને લોકોમાં હાંસી ઉત્પન્ન કરે છે. મદીરા ડાહ્યાને પણ દીવાનો કરી નાખે છે. પાપમાં અને નરકમાં ધસડી જનારી જલ્લાણી જેવી એને સમજવાની છે. એણેજ આ જાદવોની મતિ ફેરવી નાખી હતી. છોકરાઓએ રૂપિની મશ્કરી કરી એજ પહેલું નઠારૂં કામ કીધું. કોઇની પણ મશ્કરી કરવી એ સારા માણસને નહી છાજે તેવું કામ છે. સારા માણસો મશ્કરી કરનારને ધિક્કારે છે. મશ્કરીનું પરિણામ કોઇ પણ દીવશ સારૂં હોતુંજ નથી. જેઓ ઓછી બુદ્ધિના માણસો છે અને જેનો સ્વભાવ દુષ્ટ છે તેઓજ એથી રાજી થાય છે. મશ્કરી એક જાતની હિંસા છે અને હિંસા એ દુર્ગુણનું લક્ષણ છે, માટે મશ્કરીથી વેગળા નાસવું એજ સમજુ માણસનું કર્ત્તવ્ય છે. (શ્રીમદ્ ભાગવત.)



# મલીનતા.

## મનહર છંદ.

મેલો, મેલો, મલીનતા, અતી દુરગંધ ભરી
જનુની જોખમકારી, જંતુની જણાય છે
વ્યાધિઓ વધારી વીધવીધ, વણસાડી વપુ
થાય છે પ્રસન્ન જહીં, આયુષ લુંટાય છે ૧.
મલીન મનુષ્ય તણા, પડછાયથી પીડાઈ
સુજન સદાય દુર, ડરી ડરી ધાય છે
અપવિત્ર પારિહાનું, અંગ અડતાં સહજ
ઊંચી વર્ણના મનુષ્ય, જેમ અભડાય છે. ૨
પાણી બહુ પ્યારૂં પણ, મેલથી ભરેલ હોય
તજી તર્ત પાંથી જાય, માની તે ન કામનું
હીંગડાની વાસવાળી, વસ્તુ દુધ માંહિ મળે
મૂલ તવ દુધ તણું, છે ફુટી બદામનું ૩.
માટી આદિથી વિંટેલ, મહા મૂલ તણું મણી
જોનાર જનોને મન; પથ્થર સમાન છે
ગ્રહણથી શ્યામ થાય, કાંતિ શશિ સૂર્ય તણી
શિઘ્ર મુક્તિ માગી વિશ્વ, કરે ધ્યાન દાન છે ૪
નાહી ધોઈ શુદ્ધ થઇ, વસ્ત્રો શુદ્ધ પ્હેરી રહે
આરોગ્યતા તનતણી, જન નિત્ય પાળશે
દુષ્ટના પ્રસંગથી ન, રંગ દુષ્ટ અંગ ગ્રહે
ભયથી ભરેલ ચેપ, એમ આપ ટાળશે. ૫

જેમ શુદ્ધ શરીરને, અંતરને તેમ શુદ્ધ
ચેતીને અહરનીશં, ધીરજથી ધારવું
દીલથી દુર્ગુણ દુષ્ટ, મેલ સર્વ દુર કરી
નઠારા વિચાર થકી, મન નિત્ય વારવું. ૬
કાદવ મલીન હંસ, બળહીણ, થાય શુદ્ધ
તેનાથી ઉંચે ગગન, તાયરે ઉડાય છે
તન મન મેલ મીટી, જીવન પવિત્ર થાય
જીવથી નિશ્ચય તવ, પ્રભુને પમાય છે. ૭



# નમ્રતા—પ્રિય વચન.



## ઈંદ્ર તથા રજિ રાજા.

એક સંસ્કૃત પંડીત કહી ગયા છે કે માણસના મોહડામાંથી જેમ જેમ વચન નીકળતાં જાય છે તેમ તેમ તેની જાતી અને તેનુ કુળ પ્રગટ થાય છે. આ કહેવું ઘણુંજ યોગ્ય છે. સારાં અને નઠારાં માણસોની પરિક્ષા તેઓના બોલવા ઉપરથી થાય છે. દરેક માણસ પોતાના સ્વભાવ તથા ગુણ પ્રમાણે વરતે છે. એ સ્વભાવ તથા ગુણ દેહની સાથેજ બંધાયલા છે એ વાત ખરી છે. આગળ થઈ ગયલા જન્મના કર્મ અને વાંસનાને આધીન સ્વભાવ અને ગુણ છે, ત્યારે આ ઉપરથી શું એમ સમજવાનું છે કે એ પ્રમાણે જન્મથી જોડાયલા સ્વભાવ તથા ગુણ જીવતા સુધી કાયમ રહે છે? ના. ના, માણસને આ દુનિયામાં જેમ જેમ નવા નવા અનુભવ થતા જાય છે. તેમ તેમ તેને નવું શિક્ષણ મળે છે. અને તે શિક્ષણના પ્રકાશથી પોતાનું વર્તન કરે છે. કોઇ પણ જમીન પ્રથમથી નબળી હોય તો પણ તેને ખોદી, સાફ કરી, નવી માટી, ખાતર નાખી સુધારવામાં આવે છે અને પછી તેમાં જાતજાતના અમુલ્ય ઝાડ ખીલી નીકળીને જનમંડળને ફળફુલ આપે છે તેજ પ્રમાણે માણસ જો પરિશ્રમ લે તો પોતાના સ્વભાવ તથા ગુણને, હોય તેના કરતાં વધારે સારા કરી શકે છે. ઇશ્વરે માણસને બુદ્ધિ આપી છે તેનો ખરો ઉપયોગ આવું કામ કરવા માટેજ છે. મન, વાણી, અને કાય એ ત્રણ માણસને મોટાં સાધન આપ્યાં છે. એ ત્રણનો સારો તેમજ નઠારો ઉપયોગ થઈ શકે છે. એ ત્રણેને સુધારીને

પવિત્ર રાખે છે તેજ ખરો વીરલો છે. મોહડું એક પાત્ર સમાન છે. જેમ પાત્રમાં હીંગ ભરેલી હોય તો હિંગની ગંધ આવે છે અને કસ્તુરી ભરેલી હોય તો કસ્તુરીની સુગંધ બહેકી રહે છે અને બીજાનાં મન આકર્ષે છે, તેજ પ્રમાણે માણુસના મુખમાં રહેલી વાણી માટે સમજવાનું છે. એ વાણી જો નઠારી હોય તો દુર્ગંધ રૂપ છે અને સારી હોય તો કસ્તુરી રૂપ છે. ખાળકુવાની દુર્ગંધથી લોકો નાક બંધ કરી આઘા નાસે છે અને ગુલાબના અત્તરનું સેવન કરે છે. સારૂં સહુને વહાલું લાગે છે, તેટલા માટે જે માણુસ નમ્ર અને મીઠાં, વિનયવાળાં, સારાં વચન કહે છે તેના ઉપર સર્વ રાજી થાય છે અને તેનું ફળ પણ સારૂં નીવડે છે. આ વિશે શ્રી વિષ્ણુ પુરાણમાં એક કથા આપેલી છે. રજિ નામે એક ક્ષત્રી રાજા હતો. તેને અતુલ પરાક્રમી સો છોકરા હતા. તેના સમયમાં દેવતાઓ અને દૈત્યોની વચ્ચે મોટો સંગ્રામ થવાનો હતો. તે બન્ને પક્ષવાળાઓએ બ્રહ્માજીને જઇને પુછ્યું કે મહારાજ, અમારામાંથી કોનો જય થશે? અમને જય મળે એવો ઉપાય બતાવો. બ્રહ્માજીએ તેમને કહ્યું કે રજિ રાજાના પુત્ર જેને સહાય આપશે તે જીતશે. આ સાંભળી દૈત્યો રજિ રાજા પાસે જઇને તેના પુત્રોની સહાયને માટે પ્રાર્થના કરવા લાગ્યા. રજિએ કહ્યું કે હા, હું મારા છોકરાને મોકલું, પણ એવી શરતે કે દેવતાઓ હારે તો તેમનો રાજા ઇંદ્ર છે, તેની જગાએ હું ઇંદ્ર થાઉં. દૈત્યોએ કહ્યું કે ત્યારે અમે લડીએ શું કામ? અમે જીતીશું તો ઇંદ્રપદ તો અમારા પ્રહ્લાદજીને આપીશું, તમારે ગમે તો સહાય કરો યા નહીં કરો. એમ કહી દૈત્યો ત્યાંથી ચાલી ગયા. પછી થોડી વારે દેવતાઓએ આવીને એજ પ્રમાણે માગણી કરી, અને તેઓને પણ રજિ રાજાએ કહ્યું કે તમે જય મેળવો તો હું ઇંદ્ર થાઉં, એમ હોય તો મારા પુત્રો આવશે. દેવોએ

કહ્યું કે, ભલે તમે ઈંદ્ર થજો પણ અમારી જીત કરાવો. પછી રજિ રાજાના પુત્રોની સહાયથી દેવતાઓનો જય થયો અને દૈત્યો હારી ગયા. આ પ્રમાણે સંગ્રામ પુરો થતાં દેવતાનો રાજા ઇંદ્ર રજિ રાજા પાસે જઈ પ્રણામ કરી કહેવા લાગ્યો કે "આપે અમોને અભય કર્યા વાસ્તે આપ અમારા પિતા ધન્યછો, કે જેનો હું ત્રિલોકનો ઈંદ્ર પુત્ર છઉં" દૈત્યો નો પરાજય થતાં દેવતાઓ અભય પામ્યા અને તે અભયનું રજિરાજા કારણ હતો. અભય આપનારને હિંદુ શાસ્ત્રમાં પિતા કહેલો છે. માટે ઇંદ્રે રજિને પિતા કહ્યાઃ પોતે પુત્ર થયો, કેમકે પુત્ર અને પિતા તે એકજ રૂપ ગણાય છે. અને જે પિતાનું હોય તે પુત્રનુંજ કહેવાય છે. રજિરાજા ઈંદ્રના નમ્ર વચનથી અતિપ્રસન્ન થયો અને બોલ્યો, હે ઈંદ્ર, જો કોઈ શત્રુ પણ આવાં નમ્ર અને વિનય ભરેલાં વચન કહે તો તે પણ માન્ય કરવાં પડે છે તો તમારા જેવાએ કહેલાં એ વચનથી અમે પરમ સંતોષ પામીએ એમાંશું નવાઈ ? જ્યારે તમે પુત્ર થઈને માગોછો ત્યારે મારે ઈંદ્ર પદ નથી જોઈતું, તમેજ તે સુખે ભોગવો. આ પ્રમાણે ઇંદ્રને પોતાનું મહાન પદ કાયમ રહ્યું, દૈત્યોએ પોતાની અસભ્ય વાણીથી પોતાનો સ્વાર્થ ખોયો. અને ઇંદ્રે તેથી ઉલટીજ રીતથી મધુર અને વિનય વચનથી, નમ્રતાથી પોતાનુ અને દેવતાઓનું હિત સાધી લીધું.



# શિષ્યની કસોટી—ગુરુ ઉપર વિશ્વાસ.



## ધૌમ્ય અને ઉપમન્યુ.

આ આર્યભૂમિમાં આગલા સમયમાં એવો રીવાજ હતો કે જ્યારે બાળક સમજતો અને યોગ્ય વયનો થાય ત્યારે તેને તેના મા બાપો ગુરૂને ત્યાં કોઇપણ રૂષિને ત્યાં ભણવા મુકતાં. વિદ્યા શીખવવાનું કામ તે વખતે રૂષિઓ અને બ્રાહ્મણોજ કરતા હતા. શિષ્યના ઉપર ગુરૂ અત્યંત પ્રેમ રાખતા હતા, અને પોતાનાજ પુત્ર સમાન તેને ગણતા હતા. તે છતાં શિષ્યનું ઉંચું વર્તન થાય તે હેતુથી તેની ઘણે પ્રકારે કસોટી કરતા હતા. શિષ્ય પણ પોતાના ગુરૂ પ્રત્યે અત્યંત પ્રેમ અને સંપૂર્ણ ભરૂસો રાખી પોતાના પિતા સમાન ગણતા હતા. જેમ જેમ શિષ્ય વિદ્યા ભણતો જાય તેમ તેમ વિશેષ વિદ્યાને તે પાત્ર છે કે નહીં તે નિશ્ચય કરવા ગુરૂ તેની કસોટી કરતા. ઉંચી વિદ્યાનો જે અધિકારી નહીં હોય તેને તે વિદ્યા શીખવવાથી જનમંડળને હાની થાય છે એટલુંજ નહીં પણ તેને પોતાને પણ હાની થાય છે. નાના બાળકને બંદુક સળગાવવાનો દારૂ આપ્યો હોય તો તે સળગાવતાં પોતાને પીડા કરે છે. માટે અધિકાર કેટલો છે તે ગુરૂએ નિશ્ચય કરવાનું છે. તે વખતના રૂષિઓ ઘણા સમર્થ હતા અને તેમના આ-શિર્વાદ ફળ્યા વિના રહેતા નહીં. ગુરૂ હંમેશ આપણું સારૂં ઇચ્છે છે એમ મનમાં નક્કી સમજી તેની આજ્ઞા બરાબર પાળવી જોઇયે. ગુરૂ શા કારણથી આજ્ઞા કરે છે અને તે પાળવામાં શું પરિણામ આવશે તેનો શિષ્યે વિચાર કરવાનો નથી.

એક ધૌમ્ય નામે ઋષિ હતા અને તેમને ત્યાં ઘણા શિષ્યો ભણવાને રહેતા હતા. તેમાં એક શિષ્યનું નામ ઉપમન્યુ હતું. એક દીવસે ઋષિયે ઉપમન્યુને કહ્યું કે હે વત્સ, આ ગાયોને તારે ચારવા લઈ જવી અને તેઓનું રક્ષણ કરવું. આ ગુરૂની આજ્ઞા માથે ચઢાવી ઉપમન્યુએ તેમ કીધું. ગાય ચરાવી સમીસાંજના ગુરૂને ઘેર તે પાછો આવ્યો ત્યારે તેનું શરીર જરા પણ કરમાયલું નથી એમ જોઇને ગુરૂએ તેને પુછયું કે આજે તેં શું ખાઇને તારૂં પોષણ કીધું. ઉપમન્યુએ નમ્રતાથી જવાબ દીધો કે, મહારાજ, ભિક્ષા માગીને. ગુરૂએ કહ્યું કે ગુરૂને નિવેદન કીધા વિના ભિક્ષાનું ભોજન નહિં કરવું જોઇયે. બીજે દીવશે માગી આણેલી ભિક્ષા ગુરૂને અર્પણ કરી, પણ ગુરૂએ તેમાંથી તેને કંઈ આપી નહોતી, તે છતાં સાંજરે પાછો ઉપમન્યુ આવ્યો ત્યારે આગલા દીવસ જેવોજ તૃપ્ત થયલો દેખાયો, ગુરૂએ પુછયું કે, આજે શું ભોજન કરીને રહ્યો. ઉપમન્યુએ કહ્યું કે મહારાજ, હું બીજી જગાએથી ફરીથી ભિક્ષા લાવ્યો હતો. ગુરૂએ કહ્યું કે એમ બેવાર ભિક્ષા માગવી યોગ્ય નથી, અને વળી જેટલી ભિક્ષા આવે તેટલી બધી ગુરૂને ધરવી જોઇયે. તેને બીજે દીવશે એજ પ્રમાણે પાછું ગુરૂએ પુછયું, ત્યારે ઉપમન્યુએ કહ્યું કે, હે પ્રભુ, ગાયના વાછરડાં ગાયને ધાવે તે વેળા જે ફીણ પડે તેનો મે આહાર કીધો હતો. ગુરૂએ કહ્યું કે અલ્યા એ ફીણ તો વાછરડાંને જમવું જોઇયે. વાછરડાં તારા ઉપર દયા લાવીને પોતે એટલું ઓછું પીએ છે. તે ઉપરથી ફીણપણ લેવું ઉપમન્યુએ બંધ કીધું, અને તેને ભુખ તો ઘણીજ લાગી, હવે શું કરવું. તેણે ઝાડનાં પાતરાં ખાધાં. તે ખાવાથી તેના શરીરમાં જાણે અગ્નિ પ્રસરી ગયો હોય તેમ થયું ને તે આંખે આંધળો બની ગયો. આવી સ્થીતિમાં પાછો ફરતાં તે એક

કુવામાં પડી ગયો. સાંજરે તે ઘેર નહીં આવ્યો, ત્યારે ગુરૂ પોતાના બીજા શિષ્યો સાથે તેની ખોળ માટે ગયા. વનમાં જઇને તેમણે બુમ પાડી કે હે બેટા ઉપમન્યુ તું ક્યાં છે. ઉપમન્યુએ તે સાંભળી મોટેથી જવાબ દીધો કે મારાથી આંખે દેખાતું નથી અને હું આ કુવામાં પડ્યો છું. રૂષિ કુવા પાસે ગયા અને ઉપમન્યુને દેવતાના વૈદ્ય અશ્વનિ કુમારને પ્રસન્ન કરવાનો ઉપદેશ આપ્યો. તે ઉપદેશ પ્રમાણે કરવાથી અશ્વનિકુમાર ત્યાં પ્રગટ થયા, અને તેની આંખ દિવ્ય ઔષધીથી સારી કરી અને તેને ખાવાનું પણ આપ્યું. ઉપમન્યુ તેમને ફરી ફરીને પગે લાગ્યો અને બોલ્યો કે ગુરૂની આજ્ઞા વિના હું કંઇ પણ ખાઇ શકતો નથી. અશ્વનિકુમારે અતિ પ્રસન્ન થઇ આશિર્વાદ આપ્યો અને ત્યાંથી તે ગયા. ધૌમ્ય રૂષિને જઇને ઉપમન્યુ પગે લાગ્યો અને રૂષિ પણ સંપૂર્ણ સંતોષ પામ્યા અને તેમણે પણ તેને આશીર્વાદ દીધો કે સર્વ વેદના પ્રકાશમય તેજથી તું શોભા રહીશ અને તારૂં કલ્યાણ થશે. આવી ભક્તિ તેજ ખરી ભક્તિ છે અને ફળદાયક પણ તેજ છે.

મહાભારત.



# અહિંસા.

## માલિની છંદ.

નહિં કદિ દુ:ખ દેવું, જીવ કોને શરીરે
મન પણ જિવ કોનું, દૂભવો ના કદીરે
સકળ જિવ તણા છે, એક કર્તા વડોરે
ચતુર સમજિ હિંસા, પાપમાં નાં પડોરે
શરિર વશ કરીને, વારી રાખો પિડાથી
કુપથ જતિ કુટીલા, રાખવી વેણનાથી
મન પણ નવ કોનું, ભુંડું ઇચ્છો કદાપી
ત્રણ તપ સુખદાતા, ભૂતળે એ પ્રતાપી
સહિવ સરવ હિંસા, આપને દુ:ખકારી
અવર જિવ બધાને, પીડતી તેમ ભારી
શરિર સહુ સરીખાં, એક તત્વે બનેલાં
દુ:ખ સુખ સહને તો, ભિન્નતા જોય ઘેલા
જગતપતિ અતી છે, પ્રેમી પોતે દયાળુ
નિખિલ જિવન કેરૂં, મૂળ તે છે કૃપાળુ
સરવ મહિ દિપે તે, સર્વ વ્યાપી સદાએ
અજથી અણુ સુધીરે, સર્વ તેમાં સમાએ
પિડિત જિવ થતાં કો, શું ન તેતો પિડાશે
મુરખ વણ હરીને, પીડી કો રાજી થાશે
કઠિન હ્રદય માંહી, ક્રુર હિંસા નિવાશે
અધમ મતિ છવાઈ, ધાય વેગે વિનાશે
વન મહિં વસનારાં, સિંહને વ્યાઘ્ર આદી

બહુ ભય વરતાવે, લોહિના તે સવાદી
તફડિ મરણ પામે, વીંધશે જ્યાં શિકારી
શરિર પછિ પિંખાએ, શું ગની કષ્ટકારી
વિકટ વન મનુષ્યો, બાળિને સર્વ છેડે
સહજ જિવં અસંખ્યો, હોમિને ઠામ ફેડે
પશુસમ સમજો તે, માનવી ક્રુર દુષ્ટ
સમય કઠિન આવે, પામતા તેમ કષ્ટ
શિતળ અમૃત ભાવો, પ્રાણિ માત્રે પ્રસારે
વિજન વન વિશે તે, બાતિ છાંડિ સિધારે
વન પશુ વિકરાળાં, સ્નેહથી ચર્ણ ચાટે
વણ ભય જન એવા, વીચરે વાટ ઘાટે
જિવન સફળ થાએ, જો અહિંસા પળાએ
પરમ ધરમ નિશ્ચે, છે અહિંસા સદાએ.



# સત્તાનો મદ.

## નહુષ.

પૃથ્વી, અંતરિક્ષ, ને સ્વર્ગ એ ત્રણ લોક જગતમાં પ્રખ્યાત છે. તેમાં સ્વર્ગ એ ત્રણેમાં શ્રેષ્ઠ છે. સ્વર્ગમાં દેવતાઓનો નિવાસ છે અને તેનો રાજા ઇંદ્ર નામે ઓળખાય છે. આગળ થઈ ગયલા યુગોમાં એક સમય એવો હતો કે, તે સમયે પૃથ્વી ઉપરના પ્રતાપવાન મનુષ્યો સ્વર્ગમાં જઈ દેવતાઓ સાથે વ્યવહાર રાખી શકતા હતા. દેવતાઓનું કલ્યાણ કરવામાં એકવાર ઇંદ્રથી બ્રહ્મ હત્યા થઈ ગઈ, અને તેથી તેને એ પાપ વળગ્યું અને સર્વમાં તેની અપકીર્તિ પ્રસરી. દેવતાઓ કે જેનુ હિત કરતાં આ પાપ થઈ ગયું હતું તેઓ પણ ઇંદ્રની નિંદા કરવા લાગ્યા. કોઈ પણ જીવ નહિં કરવાનું કામ પાપનું કામ કરે છે તો તેનાં સગાં, વહાલાં, મિત્ર અને સહુ કોઇ તેનો તિરસ્કાર કરે છે કેટલા ખુલ્લી રીતે નિંદા કરે છે. અને કેટલાક મોહડે નહીં બોલતાં મનમાં સમજી તેની પ્રતિ અપ્રીતિ બતાવે છે. બીજાનું સારૂં કરવા માટે જો દુષ્ટ કર્મ કરીએ તો તે બીજો પણ આપણને ધિક્કારે છે. દુષ્ટ કર્મથી સદાય ડરીને ચાલવાનું તેટલાજ માટે મોટા પુરૂષો કહી ગયલા છે. પાપ થઈ ગયું તેથી ઇંદ્ર પણ ચિંતાતુર થઈ સુખ શાંતિ ખોઈ બેઠો, અને તેથી પોતાનું ધામ છોડી વનમાં જઇ, શરમનો માર્યો, છુપાઈ બેઠો. સ્વર્ગમાં રાજા કોઈ રહ્યો નહી, અને ઉત્પાતો થવા લાગ્યા; પ્રજા પીડા પામવા માંડી, અને દેવતાઓને મોટી ચિંતા થઈ. અન્તે દેવતા, રૂષિ, આદિએ વિચાર કરી નહુષને ઇંદ્રાસન ઉપર

સ્થાપિત કીધો. નહુષ બહુ ધર્મિષ્ટ અને વિચારવાળો હતો, પણ જ્યારે અધિકાર, સત્તા, ઊંચી પદ્વિ પ્રાપ્ત થાય છે ત્યારે ઘણાજ થોડા જનો સાત્વિક વૃત્તિ સાચવી શકે છે, રજોગુણનું બળ વધી જાય છે અને મદીરાનું પાન મળ્યા પછી જેમ મદ ચડી જાય છે ,તેમ મોટી પદ્વિ અને સત્તાથી ઘણાઓની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. ઇંદ્રિપદ ઉપર આવતાં નહુષ નાના પ્રકારના સુખ અને વિલાસો ભોગવવા લાગ્યો. એમ કરતાં તેના મનમાં આવ્યું કે, હજી મને ઈંદ્રાણીનું સુખ બાકી રહી જાય છે. તેણે રૂષી તથા દેવતાઓને બોલાવીને કહ્યું કે હજી ઈંદ્રાણી મારી પાસે કેમ નથી આવતી; શું ? તેણે આવાને મારી સેવા નહીં કરવી જોઇએ ? તમે એને મારી પાસે લાવો. દેવતાઓ અને રૂષિઓથી તેણે જાણ્યું કે ઈંદ્રાણી બ્રહસ્પતિનો આશ્રય લઇને રહેલી છે અને તેથી તેણે બ્રહસ્પતિ ઉપર ક્રોધ કરીને કહ્યું કે તમે સહુ બ્રહસ્પતિને જઇને કહો કે તું જો એને નહી મોકલે તો હું તને મારી નાખીશ, એમ નિશ્ચય જાણજે. દેવતા અને રૂષિઓએ પરસ્ત્રી ઉપર વિકારવાળી દ્રષ્ટિ કરવી એ મોટું પાપ છે અને સત્પુરૂષોને તે કલંક લગાડે છે ઈત્યાદિ બહુ શિખામણની વાતો કહી, પણ પોતાની સત્તાથી તેને અભિમાન વધી ગયું હતું, અને મદથી તે અંધ થઈ ગયો હતો. સારા નરસાનો વિવેકનો નાશ થયો હતો અને પોતાની ધુનનેજ તે વળગી રહ્યો અને કોઇનું તેણે સાંભળ્યું નહીં. આ સઘળી હકીકતની દેવતાઓએ અને રૂષિઓએ ઈંદ્રાણી, જેને શચી પણ કહે છે, તેને જાણ કરી. હવે શું કરવું, એ મોટી ચિંતા પ્રગટી. જેની જેની સલાહ લેવી ઘટતી હતી તેની સલાહ લીધી. પછી અમુક નિશ્ચય થયો. તે નિશ્ચયને અનુસરીને શચી નહુષ રાજાની પાસે ગઈ. અને બ્રહસ્પતિ પણ તેની સાથે ગયા. બન્નેને સાથે આવતાં જોઈ નહુપ બહુ હસ્યો, અને બોલી ઊઠયો કે

સર્વ લોકથી પુજિત ઈંદ્રિ હું હવેજ થયો. શચી કાંપતી અને લજ્જાથી નીચે મુખે તેને કહે છે કે હે રાજન, હું આપને પતિ કરવાની ઈચ્છા રાખું છું, પરંતુ એક સંશય છે કે ઈંદ્રિનું શું થયું તે જણાતું નથી. તે જીવતો ભાગ્યેજ હશે, પરંતુ તે જીવતો હોય તો મારાથી આપની સાથે લગ્ન થાય કે નહીં. હું ધારૂં છું કે એવા તે ઈંદ્રિની શોધ કરો, અને થોડો વખત આપ થોભી જાઓ. આ વચન નહુષને રૂચ્યું. અને ઈંદ્રિની શોધ થવા માંડી. એ દરમ્યાન બ્રહસ્પતિએ બ્રહ્મહત્યાના પાપથી ઈંદ્રિની મુક્તિ થવા માટે યજ્ઞાદિક ઉપાયો કર્યા, અને ઈંદ્રિ પોતાનું પૂર્વનું તેજ ફરીથી પામ્યો, અને તે પ્રગટ પડયો. તેણે શચી તથા બ્રહસ્પતિ સાથે મસલત કરી કેમકે સર્વ સત્તા નહુષના હાથમાં હતી અને તેની સામુ તે એકલો શું કરી શકે ? આ થયલી મસલત પ્રમાણે શચી નહુષ પાસે ગઇ, અને તેને કહ્યું કે, હે રાજન, મારો એક નાનો સરખો મનોરથ છે, તે તમે પુરણ કરો અને હું તમારી હંમેશની દાસી બની રહીશ. નહુષે તે પુરણ કરવાનું વચન આપ્યું ને પુછ્યું કે તે શું છે. શચીએ ઉત્તર આપ્યો કે. દેવતાઓમાં કોઇને હંસનું, કોઇને ગરૂડનું, કોઇને વૃષભનું એમ વાહન હોય છે, પણ આપ તો સર્વના અધીશ છો માટે આપ મુનિ લોકનું વાહન કરી મારી પાસે પધારો. " અહો એજ કે એતો હું સહજ કરીશ" એમ નહુષ બોલી ઉઠયો. ત્યાર પછી ઋષિઓને બોલાવીને નહુષ કહેવા લાગ્યો કે શચીની આં પ્રમાણે ઇચ્છા છે, હું તેના વિના મરણતુલ્ય થઇ રહ્યો છું, માટે મારા ઉપર દયા લાવી આટલું કામ તમે કરો. આ અયોગ્ય ભાષણથી સહુ ચકિત બની ગયા પણ ભાવીને અંગિકાર કર્યા વિના છુટકો નથી એમ મુનિઓએ વિચાર્યું. એ પ્રમાણે મુનિઓનું

વાહન બન્યું અને નહુષે સ્વારી કરી. મોહથી આંધળો બની ગયલો નહુષ ભ્રાંતિ રહીત ગમે તેમ બોલવા લાગ્યો. ઉતાવળથી ચલાવવા માટ "સર્પ" સર્પ ઉચ્ચરવા લાગ્યો અને પોતાની ધુનમાં અગસ્ત્યજીને પદના પ્રહાર પણ તેણે કીધા. અગસ્ત્યજીએ ક્રોધ કરી તેને શાપ દીધો કે હે દુષ્ટ, હે દુરાચારી, વારંવાર સર્પ સર્પ તું કહે છે માટે તું સ્વર્ગથી ભ્રષ્ટ થઇ વનમાં ઘોર શરીરનો સર્પ બની ઘુમતો ફર. આટલું થતામાં નહુષ ચમકી ઉઠયો, તેને ભાન આવ્યું, અને અત્યંત પસ્તાવો કરવા લાગ્યો. અગસ્ત્યજીની વારંવાર ક્ષમા માગી ને પગે લાગ્યો અને તેથી તે મોટા મનના, દયાળુ મહાત્માએ એ શાપની અવધ બાંધી આપી ને કહ્યું કે એ અવધ પુરી થતાં તું ફરી સ્વર્ગમાં આવીશ.

શ્રીદેવી ભાગવત સ્કંધ છઠ્ઠો.



# मन उपर अंकुश.

## નારદ અને પર્વત.

જે પ્રમાણે આપણી ઇંદ્રિઓને વશ નહી થઈ જતાં ઇંદ્રિઓ ઉપર અંકુશ રાખવાની જરૂર છે તેજ પ્રમાણે મનને પણ ચંચળ નહી થવા દેતાં તેના ઉપર અંકુશ રાખવા ઘટારત છે. મનમાં સારા તેમજ નરસા વિચારો ઉત્પન્ન થાય છે અને તેના ઉપર આપણે હાથ નહી રાખીએ તો તે આપણી પાસે નહીં કરવાનાં કામ કરાવી આપણી ફજેતી કરાવે છે. જુદી જુદી ઇચ્છાઓનું મૂળ મન છે. સારી ઇચ્છા હોય તે ઘણી વાર દબાઈ જાય છે. નબળાંનું જોર ઘણું કરીને વધારે રહે છે અને તેથી વિવેકનું ચાલતું નથી. ખરૂં શુ અને ખોટું શું તે નક્કી કરવાવાળો વિવેક છે. જેમ ઇંદ્રિવાણના ફળ બહારથી બહુ રૂપાળાં અને આંખને લલચાવનારાં હોય છે પણ અંદરથી ઝેર જેવાં કડવાં ને નઠારાં નીવડે છે તેમ કેટલીક ઇચ્છાઓ બહારથી એવી લોભાવી નાખે છે કે માણસ તેનું ફળ કેવું થશે તે વિચારતો નથી અને તે ઇચ્છાથી તેને માઠું પરિણામ ભોગવવું પડે છે. બહારના રૂપથી ભોળવાઈ જવું અને ગુણનો વિચાર નહીં કરવો એ મોહ છે. મોહનો અર્થજ એક પ્રકારની મૂર્ખાઈ છે. કોઈ પણ વસ્તુ જોતાં માણસ જો તેથી મોહ પામી જાય છે તો પછી તે વસ્તુની પ્રાપ્તિ માટે તે ગમે તેવા પ્રપંચ કરતાં પણ આચકો ખાતો નથી. એક ઘણાજ ધર્મિષ્ટ અંબરીષ ના-

અના રાજાને શ્રીમતી નામની ચંદ્રમાની કાંતિને પણ લજાવે એવી સુંદર કન્યા હતી. તે પરણવા લાયક થઈ હતી, અને રાજા તેના વિવાહની ચિંતામાં હતો તેવામાં એક દીવશ નારદ અને તેના ભાણેજ પર્વત મુની તેને ત્યાં આવી પહોંચ્યા. રાજાએ બન્નેને આસન આપી બેસાડયા અને તેઓનો યોગ્ય સત્કાર કીધો. ત્યાં શ્રીમતીને જોઇને બન્ને મુનિઓ મોહ પામી ગયા. રાજા વરની ખોળમાં છે એમ વાતમાં જાણી લઇને નારદે રાજાની એકાંતમાં તેડી જઇ પ્રાર્થના કરી કે, આ તારી કન્યાનો મારી સાથે વિવાહ કર. એજ પ્રમાણે પર્વતે પણ એકાંતમાં રાજાને વિનંતિ કરી. રાજાએ બન્ને મુનિઓને હાથ જોડીને કહ્યું કે મહારાજ, આ કન્યા તો એક છે, અને આપ બન્ને એની ઇચ્છા કરો છો તો આપ બન્ને મળીને મને જે આજ્ઞા કરો તે હું કરૂં, મારો અભિપ્રાય તો એવો છે કે આપ એકમાંથી કન્યા જેને પ્રસન્નતાથી વરમાળ પહેરાવવાનું કહે તેનો એની સાથે વિવાહ થાય. બન્ને મુનિઓ ચુપ થઇ ગયા, અને કહ્યું કે ઠીક, અમે કાલે આવીશું. આ પ્રમાણે કહીને બન્ને જણા ત્યાંથી ગયા અને અધવચથી નારદે જુદા પડી વિષ્ણુ ભગવાન પાસે જવાનો વિચાર કીધો. એ વિચાર અમલમાં લાવી ભગવાન પાસે જઇ તેમને એકાંતમાં મળી નારદ તેમની પ્રાર્થના કરવા લાગ્યા કે "હે ભક્ત વત્સલ, હું આપનો દાસાનું દાસ છું માટે મારા ઉપર આપે એક કૃપા કરવાની છે." ભગવાને પુછ્યું કે શું છે, તે ઉપરથી નારદે બનેલી હકીકત વિદિત કરી અને વિનંતિ કરી કે મહારાજ હવે હું એટલુંજ માગું છું કે પર્વતનું મુખ વાંદરા જેવું દેખાય તેમ કરો. ભગવાને કહ્યું કે ઠીક છે ને નારદ ત્યાંથી ગયા. થોડી વારે પર્વતજી ત્યાં આવ્યા. ને તેણે બધી હકીકત કહી ને એમ

માગ્યું કે નારદ લાંબા પુછડાંવાળા કાળા મુખના વાંદરા જેવા દેખાય તેવું કરશે. ભગવાને તેને પણ કહ્યું કે ઠીક છે, ને તે પણ ત્યાંથી ગયા. ભગવાને જોયું કે બન્ને જણા મોટા મુની-મહાત્મા છે અને તેમણે તો પોતાના કૃત્ય એવાં રાખવાં જોઈએ કે જેથી તમામ લોકોને શિખામણ અને દૃષ્ટાંત મળે, તે છતાં તેઓ આ પ્રમાણે મોહ પામી વિવેકને વિસરી જાય તો પછી સાધારણ મનુષ્યને તો શું કહેવું, માટે આ પ્રમાણે બન્નેની ફજેતી થશે તો ફરીથી તેઓ સ્ત્રીથી મોહ પામતાં અટકશે. બન્ને જણા બીજે દીવશે અંબરીશ રાજાને ત્યાં ગયા. ત્યાં રાજસભામાં અંબરીશ રાજાએ સારો સત્કાર કરી તેમને બેસાડયા ને પોતાની શ્રીમતી નામની પુત્રીને બોલાવી મંગાવીને તેને કહ્યું કે આ બે મુનિઓમાંથી જેના ઉપર તારૂં ચિત્ત પ્રસન થાય તેને વરમાળ પહેરાવ. તે મુનીઓ પાસે જઈ જોય છે તો ભગવાનના કહેવા પ્રમાણેજ ન્ને જણા તેને દેખાયા. અને તેથી ભયભીત બની કાંપવા લાગી; તેણે પોતાના પિતાને તે કહી દીધું અને બોલી કે આ બન્ને નારદ અને પર્વત મુની નથી પણ કોઈ બીજાજ હશે. આ ઉપરથી બન્ને મુનીઓ એકદમ શર્માઈ ગયા અને ત્યાંથી મુગામુગા ચાલ્યાજ ગયા. તેઓ બન્ને પાછા ભગવાન પાસે ગયા અને કહેવા લાગ્યા કે મહારાજ, આપે આવું કીધું, એ આપને ઘટે ? ભગવાને બન્નેને ઉત્તર આપ્યો કે તમે પોતે જેવું મારી પાસે માગ્યું તેવું થયું. વાંક તમારો પોતાનો છે. તમારા જેવા મહાપુરૂષો પોતાના મન ઉપર અંકુશ નહી રાખે, અને નબળી ઈચ્છાને આધિન થાય એ આશ્ચર્ય જેવું છે. ભગવાનની કૃપાથી તેઓ આગળ જેવા હતા તેવા થઈ ગયા. સ્ત્રીના સ્વરૂપથી તેઓ નહીં લોભ્યા હોત, મનને ચંચળ થતું અટકાવ્યું હોત, પોતાને ઉઠેલી કામનાનો શાંત ચિતથી

વિચાર કીધો હોત, તો આવી રીતે તેઓની હાંસી થવાનો સમય આવતેજ નહીં. મન ઉપર અને અંતરમાં ઉઠતી ઇચ્છાઓ ઉપર અંકુશ રાખવો એ ઘણુજ કઠિન કામ છે, મોટા મોટા રૂષિઓ અને દેવતાઓ પણ કોઈ કોઇ વાર ભુલ ખાઈ જાય છે તો સાધારણ મનુષ્યને માટે એ કામ કેટલું કઠીણ હોવું જોઇયે તે વિચારવાનું છે. એ કામ ઘણુંજ કઠીન છે તેટલાજ માટે આપણે હંમેશ, રાતને દીવશ સાવધાન રહેવું જોઇયે, જો જરા પણ આપણે ગફલત કરીશું તો નઠારૂં પરિણામ ભોગવવાનો સમય આવ્યા વિના રહેશે નહીં.

( લિંગ પુરાણ. )



# ઈશ્વરભક્તિ.



## પ્રહ્લાદ.

શ્રી નારાયણ ભગવાનનાં જુદા જુદા અવતારો થયલા કહેવામાં આવે છે તેમાં ચોથો અવતાર નૃસિંહજીનો છે. નૃસિંહ શબ્દનો અર્થ માણસનો સિંહ એવો થાય છે. પ્રથમથીજ દેવતા અને દૈત્યોને વેર ચાલી રહેલું છે જેમ અંધારૂં અને અજવાળું, સારૂં ને નરસું, સ્વાર્થ અને પરહિત એકબીજાનાં વિરોધી છે તેમજ દેવતા અને દૈત્ય છે. પ્રત્યેક પોતાની સત્તાનું બળ સ્થાપન કરવા પ્રયત્ન કરે છે. કોઈકવાર એકનું ફાવે છે અને કોઈકવાર બીજાનું ફાવે છે. નૃસિંહ ભગવાનનો અવતાર થયો તે વેળાએ દૈત્યોનું પરિબળ અને રાજ્ય હતું. તેઓનો રાજા હિરણ્યકશિપુ હતો. તેણે મદોન્મત થતાં ત્રણલોકમાં એવો ત્રાસ વર્તાવી મુક્યો કે દેવતાઓ પણ રાંક બની ગયા. ધર્મનો જ્યાં ત્યાં લોપ થયો. જ્યારે જ્યારે અધર્મનું બળ વધી જાય છે ત્યારે ત્યારે જગતનું રક્ષણ કરવા વિષ્ણુ ભગવાન પોતે અવતાર લે છે, કેમકે સત્યને આધારે જ સૃષ્ટિ ચાલે છે. સૃષ્ટિ ચાલે તેને માટે જે જે નિયમો નિર્માણ થયલા છે તેનું મૂળ સત્ય છે. એ નિયમોનો ભંગ થતાં વિનાશ નિશ્ચય આવી પડે છે. માટે એ નિર્માણ થયલા નિયમો પાછા યોગ્ય રીતે પળાય તેવી સ્થીતિ આણવાને માટે વિષ્ણુ ભગવાનને આ પ્રમાણે કરવું પડે છે. હિરણ્યકશિપુને હું પણું અત્યંત વધી ગયું હતું. કેવળ સ્વાર્થમાં તે લીન હતો, અને પોતાને ઇશ્વર રૂપ સમજતો હતો અને

પ્રજા પાસે મનાવતો હતો. હું પણ એ મોટું પાપ છે, કેમકે તેની ઉત્પત્તિ અજ્ઞાનથી છે.

ઇશ્વરની કૃતિ અદ્દભુત છે. એવું બન્યુ કે હિરણ્યકશિયુને પ્રહલાદ નામે એક હરીનો પરમ ભકત પુત્ર હતો. તે રાતને દીવસ નારાયણનુ નામ સ્મરણ કરતો હતો અને બોલતો હતો. હિરણ્યકશિપુએ પોતાના ગુરૂ શુક્રાચાર્યને ત્યાં પોતાના પુત્રને ભણવા મુકયો. શુક્રચાર્ય દૈત્યના ગુરૂ હતા અને તેથી તેને ત્યાં રહીને ભણતાં પ્રહલાદ દૈત્યની રીતી નીતિ શીખશે એમ દૈત્યપતિ માનતો હતો, પરંતુ શુક્રાચાર્યને ત્યાં પણ પ્રહલાદ તો માત્ર નારાયણનુંજ નામ ઉચ્ચારતો હતો, એટલુંજ નહીં પણ ગુરૂને ત્યાં ભણવા આવતા બીજા બાળકોને પણ એક નારાયણનુંજ નામ સાચુ છે એવો બોધ આપતો. આનું પરિણામ એ આવ્યું કે શુક્રાચાર્યની નિશાળ ભક્તિનો અખાડો થઈ ગયો. આ વાતની હિરણ્યકશિયુને ખબર થતાં તે અત્યંત ક્રોધે ભરાયો, પ્રહલાદને બોલાવી તેણે તથા તેની સ્ત્રી કયાધુએ બહુ સમજાવ્યો પણ પ્રહલાદને કંઈ રૂચ્યુ નહીં અને ભગવદ્ ભક્તિમાંજ તે મચી રહ્યો. તે ઉપરથી હિરણ્યકશિયુએ તેને અનેક પ્રકારના દુઃખ દીધાં, અને મારી નાખવાને પ્રયત્ન કરાવ્યાં, તેને ઉંચા પર્વતો ઉપરથી નીચે ઢોળી પાડયો, વાઘ, વરૂ વગેરે ઘાતક પ્રાણીઓના જાણે મોઢામાં મુકયો હોય તેમ તેઓના નિવાસ સ્થાનમાં તેને રાખવામાં આવ્યો. અંધારી, બીહામણી અને વીંછી સર્પ અને બીજા ઝેરી જંતુઓવાળી ગુફામાં તેને રાખવામાં આવ્યો, સમુદ્રમાં તેને બુડાડવાના ફાંફાં માર્યાં, મોટા મોટા નાગોના પાસથી તેને બાંધ્યો, ઇત્યાદિક અનેક વિઘ્ન તેને માથે આવ્યાં તે છતાં લેશમાત્ર પણ ભક્તિથી તે ચળ્યો નહીં, અને એક ક્ષણ પણ તેની જીભ હરીનુ નામ ચુકી નોતી. એજ નામે તેનું જ્યાં ત્યાં રક્ષણ થયાં કીધું ઇશ્વરના નામની બલિહારી અજબ છે. દૈત્યરાજના માણસો

સાચાર થઈ ગયાં અને રાજ્યસભામાં જઇને સઘળું વૃત્તાંત રાજાને નિવેદન કીધું. હિરણ્યકશિપુના ક્રોધનો પાર રહ્યો નહીં. પ્રહલાદની સામું તેના અગ્નિ જેવાં થઇ ગયલાં નેત્ર ઘુરકવા લાગ્યાં, મોટા બરાડા પાડી તે બાળ પ્રહલાદજીને ધમકાવવા લાગ્યો, પણ જેના અંતરમાં ભક્તિની જબરી ચોટ લાગી છે તે કેમ ગભરાય. હિરણ્યકશિપુ અને પ્રહલાદની વચ્ચે ઘણું બોલવું થયું. શું પિતાનું નહીં માનવું અને તેનાથી ઉલટું ચાલવું, અને તેના વેરીને ભજવો, એમ શું ધર્મ શીખવે છે એમ જ્યારે કહેવામાં આવ્યું ત્યારે પ્રહલાદજીએ હિમ્મતથી પણ કોમળ વાણીએ ઊત્તર આપ્યો કે હે પિતાજી, પિતાપુજ્ય છે એ વાત ખરી છે. પણ જે પિતાનો પણ પિતા છે, જે સર્વ સૃષ્ટિનો પિતા છે, જે સર્વ વસ્તુનો આપનારો છે, જેના તેજવડે આપણું જીવન ચાલે છે અને જે પ્રાણી માત્રના જીવનો પણ જીવ છે તે વિશેષ પુજ્ય છે; તેને કોઇપર દ્વેષ નથી, તેને સર્વ પ્રાણી માત્ર સમાન છે, સર્વનું તે સંરક્ષણ અને હિત કરે છે, આપ તેને વેરી માનો છો તેજ અજ્ઞાન છે. એવા જે પરમાત્મા તેને કેમ મુકાય. તે મુકેલા મુકાય પણ નહીં કેમકે તેતો સર્વ વ્યાપક છે, હરિ! હરિ! આ વચનો અગ્નિમાં ઘી હોમ્યાં જેવાં થયાં. હિરણ્યકશિપુ ખડગ લઇને તર્ત ઉભો થયો અને લલકાર નાખીને કહેવા લાગ્યો કે હે દુષ્ટ, હે મુર્ખ, હે પાપિષ્ટ, તારો હરિ સર્વ વ્યાપક છે, બતાવ મને ક્યાં છે, આ સ્તંભમાં પણ તે હશે? પ્રહલાદજી બોલ્યા કે તેતો એ સ્તંભમાં પણ છે અને અહીં છે "હું એમ! લે ત્યારે, કર રક્ષણ, તું તારું અને આ સ્તંભનું" એમ બોલી હિરણ્યકશિપુએ સ્તંભમાં જોરથી ખડગ માર્યું. સ્તંભ ફાટી જતાંજ તેમાંથી મોટો હુંકાર અને ભયાનક શબ્દ થયો, અને સાક્ષાત નૃસિંહ ભગવાન વિકાળ સ્વ-

રૂપે પ્રગટ થયા. સભામાંથી દૈત્યો નાસાનાસ કરવા લાગ્યા, હિરણ્ય-કશિપુ પણ થરથર કંપવાં લાગ્યો, અને કોલાહલ વ્યાપી રહ્યો. હિરણ્યકશિપુએ બ્રહ્મા પાસે આગળ તપ કરીને એમ માગ્યું હતું કે, હું જરા યુજથી નહીં મરૂં અંડજથી નહીં મરૂં, ઉદ્‌ભીજથી નહીં મરૂં, અસ્ત્રથી નહીં મરૂં શસ્ત્રથી નહીં મરૂં, ઘરમાં નહીં મરૂં અને ઘરની બહાર પણ નહીં મરૂં. દીવસે નહીં મરૂં ને રાત્રે નહીં મરૂં. અસ્તુ કહી બ્રહ્માજીએ એ વરદાન તેને આપ્યું હતું, એટલા માટે ભગવાને અડધું શરીર સિંહનું અને અડધું મનુષ્યનું પોતેજ ધારણ કરી સાયંકાળે ઘરના ઉંબરા ઉપર હિરણ્યકશિપુને પોતાના નખ વતી ચીરી નાખ્યો. આવી રીતે ભગવાને પ્રહલાદજીનું રક્ષણ કીધું પ્રહલાદજીએ પોતાના પિતાની ઉત્તમ ગતિ પ્રાર્થના કરી માગી લીધી અને આ અદ્‌ભુત નૃસિંહ સ્વરૂપ અંતર્ધ્યાન થયું.

ભગવાનની ભક્તિ તે આવી છે. મોટી વિપત્તિઓ સહન કરીને પણ ભક્તજને હરીનું નામ મુકયું નહીં. હિરણ્યકશિપુએ મૃત્યુથી ઉગરવાને બહુ યુક્તિથી વરદાન માગી લીધું હતું પરંતુ સૃષ્ટિના નિયમોને તે ઓલંઘી શકયો નહી. સૃષ્ટિના નિયંતાની કૃતિ કદીપણ કળી શકાતી નથી. તેના ઉપર શુદ્ધ ભાવથી જે ભક્તિ રાખે છે તેનું તે સંરક્ષણ કરી કલ્યાણ કીધા વિના રહેતો નથી.



# ઇશ્વરભક્તિ-પુરુષાર્થ.



## ધ્રુવ.

આપણી આર્યભૂમિમાં પૂર્વે મોટા મોટા રૂષિઓ થઈ ગયા છે કે જેઓની શક્તિનો બરોબર વિચાર ભાગ્યેજ આવી શકે. ઈશ્વરની ત્રણ શક્તિ તેઓએ કહી છે; એક ઉત્પત્તિની, બીજી પોષણની અને ત્રીજી સંહારની. જ્યારે ઉત્પત્તિ શક્તિ પ્રવર્તે છે ત્યારે ઈશ્વર તે શક્તિ રૂપે બ્રહ્મા જણાય છે, પોષણ અથવા પાલન શક્તિ રૂપે વિષ્ણુ, અને સંહાર શક્તિ રૂપે રૂદ્ર જણાય છે. બ્રહ્માનો દીવસ તે સૃષ્ટિના આરંભ અને વ્યવહારનો કાળ છે અને તેની રાત્રિ તે પ્રલય યા સૃષ્ટિના લયનો કાળ છે. આ પ્રમાણે કાળની ગણતરી રૂષિઓએ કરેલી છે અને તેથી બ્રહ્માના એક દીવશને રાત્રીમાં હજારોને લાખો વર્ષ સમાઈ જાય છે, એ ગણતરી પ્રમાણે રૂષિઓએ ચૌદ મનુ થવાનું કહેલું છે. બે મનુની વચ્ચેનો જે કાળ તેને મન્વંતર કહે છે. હવે પ્રથમ સ્વાયંભુ મનુને પ્રિય વ્રત અને ઉત્તાનપાદ નામે બે પુત્ર હતા; તેમાં ઉત્તાનપાદને બે સ્ત્રી હતી જેમના નામ. સુરૂચિ અને સુનીતિ. સુરૂચિના કુંવરનું નામ ઉત્તમ હતું, અને સુનીતિના પુત્રનું નામ ધ્રુવ હતું, સુનીતિ ઉપર રાજાની બહુ પ્રીતિ નોતી અને સુરૂચિ માનીતી રાણી હતી. એક દિવશે ઉત્તાનપાદ રાજ્યસન ઉપર ઉત્તમને લઇને બીરાજેલા જોઇને ધ્રુવને પણ પોતાના પિતાના ખોળામાં જઈ બેસવાનું મન થયું, તેમ કરવા જતો હતો તે જોઇને તેની સાવકીમા સુરૂચિએ રાજા ભણી

દ્રષ્ટિ કરી અને તેના ધાકથી રાજાએ ધ્રુવને લેખવ્યો નહીં, અને સુરૂચિ અભિમાનથી ધ્રુવને કહેવા લાગી "હે બેટા, તું મારા પેટમાં પાકયો નથી અને બીજી સ્ત્રીના ગર્ભમાંથી તું પેદા થયો છે, માટે આ તારો મનોરથ વૃથા છે. રાજ્યસનતો મારાજ કુંવરને ઘટે છે." આ સાંભળી ધ્રુવને બહુ ખેદ થયો અને ક્રોધમાં પોતાની મા પાસે દોડી ગયો.

સુનીતિ કહે છે–હે મારા લાડકવાયા ! તારો ચહેરો કેમ ઉતરી ગયો છે, તને કોઇ વઢયું ? તને કોઇએ માર્યો ? તું રીસે ભરાયલો કેમ દેખાય છે ?

ધ્રુવ—મા, મને કોઈ વડયું નથી ને મને કોઇએ માર્યો નથી પણ આજે પિતાજી રાજ્યાસન ઉપર ઉત્તમને લઇને બેઠા હતા તે જો-ઇને મને પણ તેમ બેસવાનું મન થયું અને હું ત્યાં બેસવા જતો હતો ત્યારે સુરૂચિ માતાએ મને આવી રીતે કડવાં વચન કહ્યાં (સુરૂ-ચીનું કહેલું કહી બતાવે છે). પીતાજી પણ કંઈ બોલ્યા નહીં અને મને બોલાવ્યો સરખો પણ નહીં.

સુનીતિ—હે ભાઇ એનો પરિતાપ નહીં કરીએ. સુરૂચીનું કહેવું ખરૂં છે. જેણે પુર્વ જન્મે જેવું કરેલું હોય તેવું તેને મળે છે. સુરૂચિ અને ઉત્તાને પૂર્વે પુણ્ય કીધાં હશે તેથી આજે તેઓ માન ભોગવે છે, આપણે તેવાં પુણ્ય નહીં કીધાં હોય એટલે આપણને તેવું ક્યાંથી હોય?

ધ્રુવ—હે મા, તુમને શાંત પાડવા એમ કહે છે પણ મને તો ઘણુંજ લાગે છે.

સુનીતિ—કોઈ કડવું કહે તે સારા પુરૂષે મનમાં લેવુંજ નહીં. શું ગ્રહણ કરવું ને શું ગ્રહણ નહી કરવું એ પોતાની સત્તાની વાત છે આપણે નઠારૂં ગ્રહણું શું કરવા કરવું કે આપણે નઠારૂં લાગે.

આપણે તો સુશીલ થવુ ને પ્રાણી માત્ર પર પ્રેમ રાખી તેમનું સારૂ ઇચ્છવું.

ધ્રુવ—પણ ના, એને કેટલો ગર્વ, કેટલું અભિમાન.

સુનીતિ—ખરી વાત છે, પણ બીજા નઠારા હોય તેથી શું આપણે પણ તેવા થવું ? આપણે તો સદાય નમ્રતાજ પાળવી. નદી ઉંચા ડુંગર ઉપરથી નીચે ઉતરે છે અને નીચી જમીનમાં જતાં જતાં મોટા સમુદ્રમાં ભળી જઈ સમુદ્રરૂપ થઇ જાય છે.

ધ્રુવ—ભલે રાજ્યાસનનું પંદ ઉત્તમ લે, પણ હું તપ કરીને તેનાથી વધારે સારૂં પદ પ્રાપ્ત કરીશ, માટે હું તને પગે લાગી માગું છું કે હું તપશ્ચર્યા કરવા જાઉં છું. તેથી તું મને આશીર્વાદ સહિત આજ્ઞા આપ.

સુનીતિ આ સાંભળી બહુ ગભરાઇ, ધ્રુવને તેણે બહુ સમજાવ્યો પણ તે દૃઢ રહ્યો. સુનીતિએ કહ્યું " અરે દીકરા, તું તો હજી પાંચ વરસનું બાળ છે, તારે તપ કેવો ? એ કામ તો મોટી વયવાળા અને વૃદ્ધજનોએ કરવાનું છે.

ધ્રુવ—અરે માડી ! તું આ શું બોલે છે. ઇશ્વરભક્તિ તો જન્મથી તે મરતાં સુધી કરવાની છે. તેને માટે અમુક સમય કે વય નક્કી છેજ નહીં. જીવ માત્રનું કર્ત્તવ્ય તો એક ક્ષણ પણ ઇશ્વરભક્તિ શીવાય બીજામાં કહાડવું નહીં એ છે. ઇશ્વરની ભક્તિ વિના જે કાળ ગયો તે ફોગટ ગયો સમજવો. જેઓ આ કર્ત્તવ્ય—આ પ્રથમ ધર્મ પાળી શકતા નથી તેઓ વયના વ્યર્થ બાના કહાડે છે. નાના બાળક ઇશ્વરભક્તિ કરે તો તેથી તેને શું પાપ લાગે છે ? ના, ના હું તો જઇશ.

ઉંવરે પોતાની માતુશ્રીની આશીષ લઈ ધ્રુવ વનભણી ચાલ્યો જતાં માર્ગમાં તેને સપ્તરૂષિ મળ્યા. તેઓએ તેની સઘળી હકીકત

જાણી લીધી ને તેને ઘેર પાછાં વળવાને સમજાવ્યો, પણ તે જરા ડગ્યો નહીં અને તેથી તેઓએ કૃપા કરીને તેને મંત્ર આપ્યો અને શું ને કેવી રીતે કરવું તે સમજાવ્યું. ધ્રુવે ગાઢાવનમાં જઈ ભારે તપ કીધું, તેને તપમાં અનેક વિઘ્ન આવી પડયાં પણ તે લેશ માત્ર ચુકયો નહીં. અંતે સાક્ષાત ભગવાને પ્રસન્ન તથા પ્રગટ થઈ વરદાન આપ્યું કે "હે ધ્રુવ, મારા અનુગ્રહથી ત્રૈલોકય કરતાં ઊંચા સ્થાન વિશે સર્વ તારા, ગૃહનો તું આશ્રય થઈશ. સર્વ ગ્રહ, નક્ષત્ર, સપ્ત-ઋષિઓ—એ સર્વના ઉપરનું સ્થાન હું તને આપું છું. અને ત્યાં તુ-કલ્પ પર્યંત રહીશ."

નારદઋષિએ એ સમાચાર ઊતાનપાદ જે પાછળથી પોતાની વર્તણુક માટે બહુજ પસ્તાતો હતો અને છોકરાની ચિંતામાં દુઃખી મનનો હતો તેને જઇને કહ્યા. ધ્રુવ પણ ત્યાં આવી પહોંચ્યો. આ-વીને પોતાના પિતાને, સુરૂચિને અને પછી પોતાની મા સુનીતિને તે લાંબો થઈ પગે લાગ્યો અને સઘળાંએ મોટા હર્ષથી ઊત્સવ કીધો.

વિષ્ણુપુરાણ.



# સત્સંગ.



### ઝુલણા છંદ.

સેવજો, સેવજો, નિત્ય સત્સંગને, એજ સેવા ખરી લાભ કારી;
દુષ્ટ દુર્ગુણ રહ્યા, ગુપ્ત નિજ અંતરે, કહાડવા ખેંચિ તે હાનીકારી,
દોરવી જાય, કુમાર્ગમાં મનુશને, હાનિ વિનાશથી હર્ષ પામે.
એ ખરા વેરીના, ત્રાસને ટાળવા, યત્ન કરતાં, ન શાણા વિરામે;
તિમિર અજ્ઞાનનાં, રૂપ તમમાં રીઝે, તેજ સત્સંગનું નહિ સહેરે.
પુરણ શશિની ખિલી, ચંદ્રિકાને કદી, ચોર કિંચિત્ત તે નહિ ચહેરે.
સત્પુરૂષો તણો, છે સમાગમ વડો, મેલ સહુ ચિત્તના એજ ધોય;
એ જડી બુટ્ટિથી, રોગ મનના મિટે, એજ અમૃત કરે પાન કોય.
ધાતુનો કાટ ઘટ, લિંબુના સ્પર્શથી, જાય છે જેમ શિઘ્ર કપાઈ.
વસ્તુનુ સ્વરૂપ, ચળકાટથી શોભતું, રૂચત જોનારના ચિત્ત માંહી;
ભુલવતી રાતની ભુંડી કાળાસરે, લલિત રૂપ વિશ્વનું છાવરે છે,
સ્પર્શ તેજસ્વિ રવિ કીર્ણનો થાય કે, વિશ્વ નિજ રૂપ પાછું ધરે છે.
તેજ સત્પુરૂષનું, અકળ મહિમાં ભર્યું, પુષ્પ સદ્ગુણને ખીલવે છે;
કીર્ત્તિ ઉજવળ અતી, વિશ્વમાં વિસ્તરે, સુખ રૂપ સંગ તેનો ગવાએ,
શિવ શરીરે રહ્યા, સર્પને ગરૂડનો, ભય નથી પીડતો જો જરાએ.
પુજ્ય તેજસ્વિ, અગ્નિ સરીખો અરે, જોઉ સત્સંગ આશ્ચર્યકારી,
શુદ્ધ પાવન કરે, સેવતા મનુષને, મેલ પાતક બધાને પ્રજાળી;
સત્ય પારસમણી, તેજ સત્સંગ છે, દીપકે પ્રગટતા અન્ય દીપ,
અંતરે ગુપ્ત તે, અમુલ મોતી ધરે, સાચવી રાખવી એજ સીપ.

---

# પારકાં માટે ભોગ આપવો.

## દધિચિ.

" જન હીત કારણ માનવી, આ દેહ ધારણ માનવી
નિજ હીતમાં લલચાઇ મચવું, એજ વૃતિ દાનવી."

માંણસને પોતાની દેહનો ઉપયોગ કેવી રીતે કરવો એ હંમેશ વિચારવાનું છે. જનમંડળનો મોટો ભાગ સ્વાર્થમાં એટલો બધો બુડી ગયો છે કે સ્વાર્થ વિના બીજું કાંઈ તેની દૃષ્ટિએ પડતું નથી. દેવતાઓ અને દાનવોમાં તફાવત એજ રહેલો છે કે દાનવો જે જે કામ કરે છે તે તે કામનો હેતુ પોતાનો સ્વાર્થ સાધવાનો છે. એમ કરતાં બીજાને હાનિ થતી હોય તો ભલે, તેની પણ તેઓ દરકાર કરતા નથી. સુર અને અસુર એકબીજાના વિરોધી છે, કેમકે સુર પ્રજાનું કલ્યાણ કરવામાં પ્રસન્ન થાય છે, અને અસુર પ્રજાની હાનિ કરીને સ્વાર્થને વધારે છે. આપણે વિશ્વમાં સઘળે અવલોકન કરી વિચાર કરીશું તો આપણને જણાયા વિના રહેશેજ નહીં કે પ્રાણી માત્રનું જીવન પોતાની એકલવાહી દેહને માટે નથી પણ બીજાઓના હીતને માટે છે. ચંદ્ર, સુરજ, તારા, નીરંતર ગગનમાં ફર્યા કરે છે તે શેને માટે? પૃથ્વી ઉપર વસનારા ભૂત માત્રને સુખ આપવાને પૃથ્વિ પોતાની સંતતિ વનસ્પતિને પેદા કરે છે, અને તે વનસ્પતિ ઉપર પશુ પંખી જીવ જંતુ, મનુષ્ય સર્વના પોષણનો આધાર છે. એજ વનસ્પતિ લાકડાં

રૂપે બળીને ભસ્મ થાય છે તે પણ પોતાને માટે નહીં પણ માણસને માટે, ગાય ભેંસ દુધ આપે છે તે પણ માણસનાજ ઉપયોગમાં આવે છે જુદી જુદી જાતના પશુઓ મનુષ્ય જાતની સેવા કરે છે, જેવા કે બળદ, ઘોડા, ઉંટ વગેરે, આ વિશ્વ એક મોટું યંત્ર છે અને તેમાં તમામ વસ્તુઓ અને જીવો તેના અંગ અને અવયવ રૂપ છે, અને તેથી તેઓ એકબીજાને આશ્રયે રહેલાં છે અને એકબીજાને માટેજ કામ કરે છે આ પ્રમાણે સૃષ્ટિનો નિયમ ખુલ્લી રીતે શીખવે છે કે પરોપકાર અને પારકાની સેવા એ પ્રાણી માત્રનો મુખ્ય ધર્મ છે. બીજાનું દુઃખ જોઇને મનમાં રાજી થવાનું નથી પણ તે દુઃખ જાણે પોતાનેજ દુઃખ હોય એમ સમજી તે મિટાડવાને પ્રયત્ન કરવું એજ કલ્યાણકારી કર્તવ્ય છે બીજાને સુખ કરવા, બીજાના હીતની વૃદ્ધિ કરવા, પોતાના તનથી, મનથી અને ધનથી શ્રમ કરવો એનું નામ ખરો ભોગ છે. જેને યજ્ઞ કહે છે તે એજ છે. યજ્ઞનું ફળ જેવું તેવું નથી. ખરો યજ્ઞ કરવો એ એટલાજ માટે મોટું પુણ્ય ગણાય છે. મોક્ષનું ખરૂં સાધન યજ્ઞ છે. ભોગનું કેવું મોટું ફળ છે તેને માટે કહ્યું છે કે

" દે ભોગ ચંદન કાષ્ટ પોતે, તન ઘસાઇ જાય છે
પ્રિય દેવતાને બાણી અની તન દેવને સુહાય છે. "

એક લાકડાનો કકડો-સુખડ, તે બીજાની ઇચ્છા પરિપુર્ણ કરવા માટે પાણીમાં ઘસાઈ ઘસાઇને શરીરનો ભોગ આપે છે, તેનું પરિણામ એ થાય છે કે ચંદન રૂપે દેવતાને શરીરે ચડે છે એટલુંજ નહી પણ તે દેવતાના શરીરની શોભા વધારે છે.

પોતાનો પિંડ શરીર અને પૈસો બહુ વહાલો લાગે છે પણ એ બે જો બીજાના હીતને માટે નહીં વપરાયાં તો તે ફોગટ મળેલાં સમજવાં. પારકાના હીતમાંજ પોતાનું હીત સમાયલું છે એ નિયમ કોઇકજ સમજે છે, પરંતુ જેઓ સમજે છે તેઓ તે પ્રમાણે વર્તવાને સદાય પ્રસન્ન રહે છે. આ વિશે દધીચિ મુનિની કથા સમજવા જેવી છે. તે અથર્વવેદ જાણનારા, કર્મકાંડ અને બ્રહ્મવિદ્યામાં અતિ કુશળ હતા; બ્રહ્મવેત્તા હતા. સત્યયુગના અંતમાં અને ત્રેતા યુગના આરંભમાં નર્મદા તીર ઉપર દેવ અને દાનવ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું હતું. દાનવોનો અધિપતિ વૃત્રાસુર હતો. તેણે પોતાના પરાક્રમથી દેવતાઓને નિસ્તેજ કરી નાખ્યાં હતા અને તેથી દેવતાઓએ અંતર્યામિ ભગવાનની સ્તુતિ કરી હતી. ભગવાને તેમને કહ્યું કે દધીચિરૂષિની પાસે જઇને તેની વિદ્યા, વ્રત તથા તપના સારભૂત દેહની તમે માગણી કરો. તેના અંગનું વિશ્વ કર્મા આયુધ બનાવશે તો તે આયુધથી વૃત્રાસુરને મારી શકાશે. આ ઉપરથી દેવતાઓ દધીચિ પાસે ગયા; અને તેમને સઘળું વૃત્તાંત નિવેદન કર્યું, દધીચિમુનિ કહે છે–"હે દેવતાઓ; તમે શું મારો દેહ માગો છો ? પ્રત્યેક પ્રાણીનો પોતાનો દેહ વહાલો છે, તો તે દેહ કોણ આપે ? ભગવાન પોતે માગવા આવે તોએ કોઈ આપવાની હા નહીં પાડે તે તમે જાણતા નથી ?

દેવતાઓ—પ્રાણીઓ ઉપર જેને અંતઃકરણની ખરી દયા છે તે મહાપુરૂષને કયી વસ્તુ ત્યાગ કરવી કઠિન છે ?

દધીચિ—સ્વાર્થપરાયણ લોકો પારકાની પીડા જાણતા નથી, જો જાણતા હોય તો આવી માગણી કરે નહીં.

દેવતાઓ—તમે પર પીડાના જાણનાર છો. બીજાનું દુઃખ દ-

જાવામાં આપ સદાય તત્પર અને પ્રસન્ન રહો છો, સર્વ ઉપર આપની સમાન દૃષ્ટિ છે, અને પોતાનામાં અને બીજામાં ભેદ ગણતા નથી, એ અમે સારી રીતે જાણીએ છીયે.

દધીચિ—તમે આં પ્રમાણે જાણો છો એટલુંજ મારે કહેવડાવવું હતું.

જે પુરૂષ પ્રાણીઓ ઉપર દયા કરીને પોતાના વિનાશી દેહવડે ધર્મ અને યશને સંપાદન કરતા નથી, તેનું જીવતર શું કામનું છે. એ દેહ જે ઘણી વહાલી લાગે છે તે પોતેજ કોઇવાર જીવને તજીને નાશ પામવાની છે, તો પછી બીજાને સુખ થાય તે સારૂ એ દેહને તજવામાં કિયો જ્ઞાની પુરૂષ અપ્રસન્ન હોય? બીજાનું હીત કરવા માટે પોતાનો ભોગ આપવો એ સમાન બીજો ઊંચો ધર્મ નથી. માણુસ ફરીફરીને જન્મે છે ને મરે છે અને અનેક દુઃખ ભોગવે છે. એમાંથી છુટવાનો અને પરંપદ પામવાનો સર્વથી શ્રેષ્ટ ઉપાય ભોગ છે. માટે હે દેવતાઓ તમે પ્રસન્ન થાઓ.

એમ કહી દધીચિમુનિએ પરમાત્માને વિશે પોતાનું મન જોડીને પોતાના દેહનો ત્યાગ કર્યો: પરમયોગ સમાધિને લીધે પોતાનો દેહ પડયો તે તેમણે જાણ્યું પણ નહીં, અને તે દેહના હાડકાંઓ દેવતા લઈ ગયા અને વિશ્વકર્મા પાસે તેનું શસ્ત્ર તૈઆર કરાવી વૃત્રાસુરના સાથે સંગ્રામમાં ફરી ઉતર્યા. એ શસ્ત્રવડે વૃત્રાસુર માર્યો ગયો અને દેવતાઓનો વિજય થયો.

આવી રીતે મોટા પુરૂષો પારકા ઉપર ઉપકાર કરવા માટે પોતાના દેહનો ભોગ આપવાને જરા પણ ખંચાતા નથી.

શ્રીમદ્ ભાગવત. સ્કંધ ૬ ઠો.



# कर्म जे करे तेज भोगवे

## मंत्र जपनुं फल.

## વાલ્મીક.

શ્રી ભગવાન વિષ્ણુના જે દશ અવતાર ગણાવેલા છે તેમાં સાતમો અવતાર શ્રી રામચંદ્રજીનો થયો. રામચંદ્રજીના પતિવ્રતા અને સતીઓમાં શીરોમણી પત્નિ સીતાનું લંકાના દૈત્ય રાવણે, હરણ કર્યું અને તેના પરિણામે શ્રી રામચંદ્રજીએ લંકામાં જઈ રાવણનો વધ કીધો એ કથા લોકમાં પ્રસિદ્ધ છે. એ કથાનું સવીસ્તર વર્ણન જે ગ્રંથમાં છે તે ગ્રંથ રામાયણ નામે ઓળખાય છે. એ રામાયણના કર્તા શ્રી વાલ્મીક રૂષિ હતા. તેના ચરિત્રનું વર્ણન વિસ્તારથી કોઈપણ એક પુસ્તકમાંથી મળી આવતું નથી. તેના જીવનનું સંક્ષિપ્ત વૃત્તાંત રામાયણમાં આવી જાય છે, અને તેને વિશે દંત કથા પણ ચાલી આવેલી છે. એ જાતે બ્રાહ્મણ હતા. તેના પિતાનું નામ પ્રચેતા હતું. તે નઠારી સોબતમાં પડી ગયા હતા અને કેવળ મુર્ખ હતા અને કુટુંબની આજીવિકાના સાધન માટે તે હિંસા કરતા અને લુટારાનો ધંધો કરતા. વનમાં દીવશે ફરતા, પશુ પ્રાણિઓને મારતા અને જે વટેમાર્ગુ આવી ચડે તેને લુટતા. એક સમયે ફરતા ફરતા ભગવદ્ ભક્ત નારદ મુની તે વનમાંથી જતા હતા, તેને વાલ્મીકે દીઠા. તેને લુટીને તેની પાસે જે કંઈ હોય તે ઝુંટવી લેવાના વિચારથી વાલ્મીકે તેને બુમ પાડી અટકાવ્યા.

વાલ્મીક કહે છે—હે બ્રામણ, ઉભો રહે, તું કોણ છે ક્યાં જાય છે ?

નારદ—અલ્યા આ બધાનું તારે શું કામ છે.

વાલ્મીક—મારે બહુ કામ છે, કહે તારી પાસે શું શું છે ?

નારદ—મારી પાસે છેતો ઘણું એ છે ને નથી તો કંઇ નથી.

વાલ્મીક—અલ્યા સીધું બોલ અને બતાવ, મને લાગે છે કે તારૂં આવી બન્યું છે.

નારદ—અરે તું કોઇ લુટારો છે, તું ઇચ્છે તેવું મારી પાસે કંઇ નથી, પણ અલ્યા તને લુટવાનો ધંધો ક્યાં સુઝ પડયો.

વાલ્મીક—હા, હા, હું લુટારો છું, એ ધંધા વડે મારૂં અને મારા કુટુંબનું હું પોષણ કરૂં છું, તેમજ પશુ પંખીને પણ હું એટલા માટે મારૂં છું.

નારદ—તું જાણે છે કે એ કામ કરવામાં તું મોટું પાપ કરે છે, અને તેના કેવાં ફળ તારે ભોગવવા પડશે ?

વાલ્મીક—પણ મારા એકલાને માટે કંઈ એમ કરૂં છું, મારી કમાઇમાંથી મારા કુટુંબના સઘળાં માણસોને મળે છે કેની ? ત્યારે મારે ભાગે પાપ આવશે તો કેટલું આવશે ?

નારદ—તારી કમાઇમાંથી ભાગ લે છે એ ખરી વાત છે, પણ તારા પાપમાં તેઓ ભાગ લેતાં નથી.

વાલ્મીક—એમ કેમ હોય ?

નારદ—ભલા માણસ, એમજ છે, ગમે તો તું તેઓને જઇને પુછી આવ. તું પુછીને આવીશ ત્યાં લગી હું અહીં ઉભો છું.

વાલ્મીક—ઠીક, હું જાઉં તો તું તારે રસ્તે પડી જાય.

નારદ—હું સમ ખાઇને કહું છું કે હું અહીંથી તું પાછો આવતાં સુધી નહી ખસું.

આ ઉપરથી વાલ્મીક પોતાને ઘેર ગયો, અને પ્રત્યેક જણને પુછી વળ્યો કે હું આ ધંધો કરૂં છું તેમાં જે પાપ થાય છે તે પાપમાં તે ભાગીદાર ખરાં કે નહીં. એક પછી એક એમ સહુકોઇએ જવાબ દીધો કે "જે કરે તે ભોગવે" એમાં બીજાને શું, તમે કરો છો તો બધું ફળ તમારે એકલાએજ ભોગવવાનું. આ સાંભળી વાલ્મીક નારદ રૂષિ પાસે પાછો આવ્યો. નારદને ત્યાંજ ઉભેલા જોઇને તે આશ્ચર્ય પામ્યો ને બોલ્યો.

વાલ્મીક—બાઇ તેં કહ્યું તેમજ છે, તું અહીં ઉભો રહ્યો અને જતો નહીં રહ્યો, તેથી તને હું પુછું કે, મને કહે કે તું કોણ છે અને તારૂં નામ શું ?

નારદ—હું ભગવાનનો ભક્ત છું અને મારૂં નામ નારદ મુનિ છે. જાતે બ્રાહ્મણ એટલે નારદનું નામ તો વાલ્મીકે સાંભળેલું, અને તેથી આ નારદ છે એમ જાણતાં તેને તર્ત તે પગે લાગ્યો.

નારદ—અલ્યા ઉઠ ઉઠ, હું તારા ઉપર પ્રસન્ન છું, જોકે મારી પાસેથી તારે લેવા જેવું કંઈ નથી, પણ મારી પાસે જે અમુલ્ય વસ્તુ છે તે હરીનું નામ છે.

આ સાંભળી ઘણાજ દીનભાવથી પોતાના કરેલાં ઘોર કર્મમાંથી છુટવાનો માર્ગ વાલ્મીકે પુછ્યો. શ્રી રામચંદ્રજીનું શર્ણ લઈ તેમના નામનું સંકીર્તન કરવાનો નારદજીએ ઉપદેશ દીધો પણ વાલ્મીક કેવળ અભણ, અને અજ્ઞાન અને પોતાના ધંધાની એક ધુનમાં મચી રહેલો તેને રામ નામનું વારંવાર ઉચ્ચારણ કરતાં પણ નહીં આવડ્યું. તે ઉપરથી નારદે તેને કહ્યું કે, અલ્યા, બીજું કંઈ નહીં, પણ હું અહ

પાછો આવું ત્યાં સુધી "મરા, મરા" એમ બોલ્યા કરજે. મરા શબ્દ વાલ્મીકને સહેલો હતો. તેણે કહ્યું કે ઠીક, હું એમ કરીશ. નારદ ત્યાંથી ગયા, અને વાલ્મીકે એક વૃક્ષ નીચે બેશીને મરા મરા બોલવા માંડતાં એવી ધુન ચડાવી દીધી કે દહાડો કે રાત તેનું ભાન પણ તેને રહ્યું નહિ, તેનું આસન પણ અચળ થઈ ગયું, અને એ પ્રમાણે ઘણો સમય વીતે તેના ઉપર કીડીના દર બંધાઇ ગયા. એકાગ્રતા થતાં અને ખરી ચોટ લાગતાં વારંવાર મરા મરા શબ્દ ઉલટાઈ ગયા અને રામ રામ મંત્રનું ઉચ્ચારણ થવા લાગ્યું. રામ લેહથી તે કેવળ નિષ્પાપ થઇ ગયા, અંતરમાંનું અંધારૂં જતું રહ્યું, અને જ્યારે નારદ પાછા આવ્યા ત્યારે તો જે લુટારો ને પારધી હતો, તે મોટો તપસ્વિ. તેજસ્વિ, મહાપુરૂષ થઇ ગયલો તેને જણાયો. હરીના નામનું કીર્તન સાચો પારસમણી છે કે જે વડે લોહ સોનું બની રહે છે. તેમજ સંતના સમાગમ માટે કહીએ તો તે પણ ઘટિત છે. નારદના સમાગમથી વાલ્મીકજી સમર્થ રૂષિ થયા, ને જ્ઞાનનો ભંડાર એવું જે રામાયણ તે તેમણે રચ્યું. એ પુસ્તકની બરાબરી કરી શકે એવું આખી પૃથ્વીમાં ભાગ્યેજ કોઈ બીજું પુસ્તક હશે. એમાં નીતિની ઊંચી શીખામણો મળે છે, સૃષ્ટિની રચના સમજાય છે, નઠારાં પાપના કામ કરનારને કેવાં કષ્ટ ભોગવવાં પડે છે, જુદા જુદા વર્ગના મનુષ્યોના જુદા જુદા શું ધર્મ છે ઇત્યાદિક ઘણા અગત્યના વિષયો તેમાં આવેલા છે. જેઓ નઠારાં-પાપના કામ કરે છે તેને તેનાં ફળ આ જન્મમાં અને તેમજ ઘણું કરીને હવે પછી થનારા જન્મમાં ભોગવવાં પડે છે એમાં જરા પણ સંશય નથી. એમાંથી ઊગરવાનો ઉપાય માત્ર ઈશ્વરભક્તિ છે.

---

# અસત્ય–કપટ સદા નીભતું નથી.



## બ્રાહ્મણની વાર્તા.

દક્ષિણ દિશામાં આવેલા કર્ણાટક દેશમાં એક બ્રાહ્મણ વસતો હતો. તેના સ્થળમાં ગોકર્ણેશ નામે પ્રસિદ્ધ મહાદેવ છે તેનું નિત્ય પૂજન કરતો હતો. પહેલાં ચંપાનું ફુલ મહાદેવજીને પરમપ્રિય હતું, તેથી તે બ્રાહ્મણ ચંપાના અનેક પુષ્પ એકઠાં કરી મહાદેવજીને ચડાવીને પ્રસન્ન કરતો હતો. એ પુષ્પ પૂજનના પ્રભાવથી તે દેશનો રાજા તેનાથી મોહ પામીને તેનું બહુ સન્માન કરતો હતો એટલુંજ નહીં પણ તેને વખતો વખતે પુષ્કળ ધન આપતો હતો. અને દાનાધ્યક્ષની પદ્વિએ તેને ચડાવી દાન આપવામાં તેની સલાહ લેતો હતો, રાજાનો માનીતો થયો અને ધન મળ્યું, અને તેની સાથે સત્તા પણ મળી એટલે બ્રાહ્મણ ભાઇને બાકી શું રહ્યું. આ સઘળાથી તેને મદ ચડી ગયો, અને મદે કરીને કેવળ અંધ બની ગયો. મદ ઘણા પ્રકારના છે, ધનનો મદ, શરીર સામર્થ્યનો મદ જેને તનમદ કહેવામાં આવે છે તે, રૂપમદ એટલે પોતાનાં સુંદર સ્વરૂપનો મદ, સત્તા મદ, એટલે પોતાસે બીજાઓના ઉપર અધિકાર મળેથી તે મદ થાય છે તે, પદમદ એટલે ઊંચા સ્થાનની પ્રાપ્તિ થવાથી જે મદ થાય છે તે, કીર્તિ મદ, વિદ્યા મદ એમ અનેક પ્રકારના મદ છે. એ મદ મદીરા સમાન છે અને જેમ મદીરા જેરવવી ઘણી કઠીણ છે તેમજ એ મદને માટે પણ

સમજવાનું છે. મદીરાને વશ થયલો મનુષ જેમ પોતાની સારી બુદ્ધિને ખોય છે અને કોઇની દરકાર કરતો નથી, તેમજ મદથી છકી ગયલો મનુષ્ય બધાને તુચ્છ સમજે છે અને નહીં કરવાના કામ કરે છે. મોહમાં ફસેલો તે એમ સમજતો નથી કે એક સમય એવો આવ્યા વિના નથી રહેવાનો કે જ્યારે આ પોતાનો સઘળો મદ નીકળી જશે અને તેના કરેલાં કર્મ પ્રગટ થઇ તેની અપકીર્તિ કરાવશે. મદથી મસ્ત થયલો બ્રાહ્મણ, બીજાઓને પીડા કરવા લાગ્યો, રાજાને પોતાની ઇચ્છા પ્રમાણે ભમાવવા લાગ્યો, અને જુઠું બોલવું, છળભેદ અને બીજાં દોષ ભરેલાં કામ કરવાં એ તો તેનો સ્વભાવ થઈ પડયો. એક દીવશે ગોકર્ણેશ મહાદેવની પૂજા કરવા માટે ચંપક વૃક્ષ આગળ પુષ્પનો સંગ્રહ કરતો હતો, તેવામાં મહર્ષિ નારદ ત્યાંથી જતા હતા તેણે તેને દીઠો. નારદને જોઇને બ્રાહ્મણે વિચાર કર્યો કે આ પુષ્પ વડે હું પુજા કરૂં છું અને એ પુષ્પનો બહુ મહિમા છે એમ જો આ માણસ જાણશે તો પછી તે પણ તેમ કરશે, અને તેમ થતાં વખત એવો પણ આવે કે મારૂં સન્માન ઓછું થાય. આ પ્રમાણે વિચાર કરી તે ફુલ વીણતો બંધ થઈ ગયો, ને નારદની સામા જોવા લાગ્યો.

નારદ પુછે છે—હે બ્રાહ્મણ, તું કોણ છે? અહિં શું કરવાં આવ્યો છે? તારા હાથમાં પાત્ર છે તે શું છે?

બ્રાહ્મણ—અલ્યા એ બધાનું તારે શું કામ છે? હું કંઈ જવાબ દેવાને તને બંધાયલો છું? પણ લે, હું તો બ્રાહ્મણ છું અને ભિક્ષા માટે જાઉં છું. તું તારે માર્ગે જાની.

નારદ તો સમર્થ ઋષિ છે અને તેથી તે મનમાં બધું સમજી ગયા. તેઓ પણ શ્રી મહાદેવજીના દર્શણ માટેજ જતા હતા, અને તેથી

દર્શન કરી તેઉ પાછા વળ્યા, ત્યારે ફરીથી માર્ગમાં પેલો બ્રાહ્મણ તેમને મળ્યો. નારદે ફરીથી પુછ્યું કે તું ક્યાં જઈ આવ્યો. તે બ્રાહ્મણે અસત્ય ઊત્તર વાળ્યો કે, હું ભિક્ષા માગવા ગયો હતો પણ મને ભિક્ષા મળી નહીં તેથી જેવો ગયો હતો તેવોજ પાછો જાઉં છું. નારદ મનમાં સમજી હસ્યા અને ચંપક વૃક્ષ પાસે જઈ તે વૃક્ષને પુછવા લાગ્યા.

નારદ—હે ચંપક વૃક્ષ, પેલો બ્રાહ્મણ ક્યાં ગયો? તેણે તારાં કેટલાં પુષ્પ લીધાં, અને શા માટે લીધાં?

વૃક્ષ—કીયો બ્રાહ્મણ? પુષ્પ કેવાં? તું શું પુછે છે? તું કોણ પુછનાર, જા હું તો કંઈ નથી જાણતો.

નારદ—અલ્યા વૃક્ષ, તું જુઠું શા માટે બોલે છે, જુઠું બોલવું એ મોટું પાપ છે, માટે સાચું હોય તે કહી દેની.

વૃક્ષ—જાજા, તું બહુ ડાહ્યો છે તે જાણ્યું, હું તો કંઈ નથી જાણતો ચાલ્યોજા.

નારદ વિચાર કરી મહાદેવજીના મંદીરે ગયા. ત્યાં તેમણે ચંપાના પુષ્પો મહાદેવજીને ચડેલાં જોયાં, અને ત્યાં એક બીજો બ્રાહ્મણ પૂજા કરવા બેઠો હતો તેને પણ જોયો. તે બ્રાહ્મણને નારદે પુછ્યું કે આ ચંપાના ફુલ કોણે ચડાવ્યાં છે, તે બ્રાહ્મણે ઊત્તર આપ્યો કે ફલાણા બ્રાહ્મણે તે ચડાવ્યાં છે, એ બ્રાહ્મણ એ ફુલથી પુજા કરે છે અને તેના પ્રતાપથી તે રાજાનો માનીતો થઈ પડ્યો છે, તે પારકાને કોઇને ગણતો નથી, અને બધાને સતાવે છે એટલામાં દુઃખિત એવી કોઈ બ્રાહ્મણી ત્યાં આવી ચઢી અને પોકાર કરવા લાગી. "અરે હું તો હણાઈ ગઇ."

નારદ—હે? સ્ત્રી, તને શું દુઃખ ઉત્પન્ન થયું છે? શું કરવાને તું વિલાપ કરે છે?

સ્ત્રી—હે દ્વિજ શ્રેષ્ટ, મારૂં દુઃખ તમને શું કહું? મારો ધણી કર્મના નબળાં સંજોગથી કેટલોક સમય થયાં પાંગળો થઇ ગયો છે, અમારે એક કન્યા છે, તે વયે મોટી થઇ છે, અને હવે કન્યાદાન દીધા વિના ચાલે તેમ નથી.

નારદ—અરે! તેમાં રડવું શું? કન્યાદાન દઈ દો.

સ્ત્રી—કન્યાદાન કંઈ પૈસા વિના દેવાય છે, અને અમારી સ્થિતિ તો છેક ગરીબ એટલે કન્યાદાન માટે અમારી પાસે કોડી પણ નોતી.

નારદ—કોઈ પણ પરગજુ અને દયાળુ સદ્‌ગૃહસ્થની યાચનાથી કામ સિદ્ધ થશે.

સ્ત્રી—મહારાજ, કન્યાદાન જેટલું તો આપના આશિર્વાદથી મળ્યું છે. મારા સ્વામિને આગૃહ કરીને મેં અમારા દેશના રાજા પાસે મોકલ્યા હતા, અને રાજાએ જોઇતું ધન આપ્યું છે.

નારદ—ત્યારે હવે શી ચિંતા છે? કામ થઇ ગયું સમજવું.

સ્ત્રી—હે દ્વિજ શ્રેષ્ટ, ધનતો મળ્યું, પણ એ રાજાની પાસે એક બ્રાહ્મણ રહે છે, તેણે રાજાને કેવળ મૂઢ બનાવી નાખ્યો છે, તેના કહેવા પ્રમાણેજ રાજા કરે છે, એ બ્રાહ્મણ હવે અમારી પાસે રાજાના આપેલા ધનમાંથી ભાગ માગે છે.

નારદ—શું ભાગ માગે છે?

સ્ત્રી—અર્ધ ભાગ માગે છે, રોકડમાંથી અમે તે આપવાની હા કહી, પણ રાજાએ ગાય આપી છે તેમાંથી પણ ભાગ માગે છે, ગાયમાંથી ભાગ કેમ અપાય એ તો મોટું પાપ થઈ જાય.

નારદે આ સાંભળી મહાદેવજીનું દૃઢ ધ્યાન ધર્યું, અને તેમની આજ્ઞા મેળવી ત્યાંથી ચંપકવૃક્ષ પાસે ગયા અને તેને કહ્યું.

નારદ—હે વૃક્ષ, સત્ય સમાન બીજો ધર્મ નથી. સત્ય એજ પરમ ધર્મ છે, ઇશ્વિર સત્ય સ્વરૂપ છે, માટે સત્ય એજ પરમેશ્વર છે, સત્ય વડે આખું ભુમંડળ ચાલે છે, સત્ય જો નહીં હોય તો સર્વનો નાસ થઇ જાય. અસત્ય સમાન બીજું પાપ નહીં. અસત્ય મોડું વહેલું પણ પ્રગટ પડ્યા વિના રહેતું નથી. પીતળને ઢોળ દીધેલો સદા કાયમ રહેતો નથી. અસત્ય જેને પ્રિય છે તેની નઠારી ગતિ છે એમ નિશ્ચય સમજવું. તું અસત્ય બોલ્યો માટે હું તને શાપ આપું છું કે આજથી તું મહાદેવને માન્ય નહી રહે, અને તારૂં પુષ્પ તેને કદી ચઢશે નહિં, ત્યાર પછી પેલા દુષ્ટ બ્રાહ્મણને મળીને તેને પણ એજ પ્રમાણે શિક્ષા આપી કહ્યું કે હે અધમ, પાપી, તું જુઠું બોલતા શરમાયો નહીં ? જુઠું બોલ્યો એટલુંજ નહીં પણ જે રાજા તારા ઉપર વિશ્વાસ રાખી રહ્યો છે તેને પણ તું છળ કરી છેતરતો આવ્યો છે, તે જેને દાન આપે છે તેની પાસે છુપી રીતે દાનમાંથી તું ભાગ પડાવે છે. આ પાપ પણ નાનુસુનુ નથી, માટે તને પણ હું નારદ શાપ દઉં છું કે તું રાક્ષસ થજે. બ્રાહ્મણ તો સ્તબ્ધજ થઇ ગયો, પસ્તાયો, રોવા લાગ્યો, નારદજીને પગે પડયો, અને ક્ષમા માગવા લાગ્યો. નારદે દયાળુ દીલથી તેને કહ્યું કે, રામચંદ્રનો અવતાર થશે ત્યારે તું તેમના દર્શણ વડે શાપથી મુકત થઇશ.

શ્રી મહા શિવપુરાણ. (જ્ઞાન સંહિતા.)



# ન્યાય.



## સત્યવ્રતની કથા.

સંસારમાં અનેક પ્રકારનાં વ્યવહાર ચાલી રહેલા છે. એ વ્યવહારને લીધે મનુષ્યો એકબીજાના સંબંધમાં આવે છે. સઘળા માણસો સરખા ગુણના હોતા નથી, અને તેથી જે જે વ્યવહારો થાય છે તે તે વ્યવહારોમાં તે વ્યવહાર કરનાર મનુષ્યોમાં વાંધા ઉત્પન્ન થાય છે. જો માણસો સત્ય પાળતા હોય તો વાંધા ક્વચિતજ પડે, પણ સ્વાર્થનું બળ હમણાના સમયમાં ઘણુંજ વધી ગયું છે અને સ્વાર્થી અવિચારી માણસોને એવી અંધારી બાંધી દે છે કે, તેમાંથી તેને ખરૂં સૂઝતું નથી. ઘણા માણસોની સ્વભાવિક વૃત્તિ આ મોહને ઉત્તેજન આપે છે. છળ, કપટ, જુઠાણું, વિશ્વાસભંગ આદિ દુર્ગુણોથી ઘણા લોકો ડરતા નથી, એટલુંજ નહીં પણ એમાં જરાએ પાપ હોય એમ ગણતા નથી. આવા સંજોગમાં વાંધા ઉત્પન્ન થાય એમાં નવાઈ નથી. એક વસ્તુની એક જણ હા પાડે તો બીજો ના પાડે, આ એમાં ખરૂં કોણ? તેમજ સ્વાર્થથી અંધ બની ગયલા, સારાં નરસાંનો અને પાપ પુણ્યનો વિચાર નહીં કરનારા ક્રોધ, દ્વેષ, લોભ અને એવા બીજા મનના દુષ્ટ વિકારો ઉઠતાં તેને સહેલથી વશ થઇ, કંઈ કંઈ જાતના ગુન્હાઓ કરે છે. આવા અપરાધનો જો અટકાવ નહીં થાય તો જનમંડળના સુખનો અને સંરક્ષણનો ભંગ થાય માટે એવા અપરાધો

અટકાવવા માટે અધિકારીઓની જરૂર છે. એજ પ્રમાણે વ્યવહારિક કાર્યોમાં ઉત્પન્ન થતા વાંધાઓનો નિર્ણય કરનાર નહીં હોય તો લોકો માંહોમાંહે લડી મરે. આવો વિનાશ થતો અટકે અને લોકોના જાન-માલનું સારી રીતે સંરક્ષણ થાય તેને માટે રાજા તરફથી કાયદાઓ બંધાય છે, અને તેને અમલમાં મુકવા માટે અધિકારીઓ નીમવામાં આવે છે. આ અધિકારીઓને ન્યાયાધિશ કહે છે. તેઓ રાજાના પ્રતિનિધિ છે. તેઓએ સત્ય શું છે તે શોધી કહાડી નિર્ણય કરવાનો છે. આ કાર્ય ઘણુંજ મહત્વનું છે: એમાં શુદ્ધ બુદ્ધિની આવશ્યકતા છે. જે માણસ પોતાના અંતઃકરણમાં સત્ય લાગે તે પ્રમાણે નિર્ણય નહીં કરતાં લોભથી અથવા કોઈ પણ પ્રકારના હિતથી દોરવાઈ જાય છે તે પક્ષપાતી કહેવાય છે, અને ન્યાયાધિકારીના નામને પાત્ર નથી. યમરાજ અથવા જેને ધર્મરાજ કહેવામાં આવે છે તે મોટા દેવની પદ્ધિએ ન્યાય કરનારો બિરાજે છે. એ મહાન પદ્ધિને પક્ષપાતથી જે દૂષિત કરે છે તે પોતે મહાપાતકી બને છે. ધર્મરાજાના પ્રતિનિધિ રૂપ થઈને અધર્મ જે આચરે છે તે ધિક્કારને પાત્ર છે એટલુંજ નહીં પણ મરણ પછી તેની શી દુર્ગતિ થશે તે પણ કહી શકાતું નથી. ન્યાય નિત્ય નિર્મળ પ્રકાશે છે, તેનો આશ્રય સત્ય છે. સત્યનું શોધન કરવું અને ન્યાયના નિર્મળ પ્રકાશથી તેને પ્રગટ કરવું એ મહાન્ કામ છે. નિર્મળ ન્યાય કરનાર ઉજ્વળ કીર્તિ સંપાદન કરી વખણાય છે અને પૂજાય છે. જનમંડળમાં શુદ્ધ નિર્મળ ન્યાયથી શ્રદ્ધા અને અભય વિસ્તરે છે. માટે કોઈ પણ વાંધાનું નિરાકરણ કરવાનું આપણે માથે આવી પડે તો આપણે પોતાની બુદ્ધિને અનુસરીને નિષ્પક્ષપાતી થઈ જે સત્ય લાગે તેજ પ્રમાણે નિર્ણય કરવો જોઈયે. એ પ્રમાણે કરવાથીજ ઈશ્વર પ્રસન્ન થાય છે.

આ વિષે એક પુરાણી કથા યાદ રાખવા જેવી છે. માન્ધાતા નામે મહારાજાધિરાજ ચક્રવર્તી રાજા થઇ ગયા છે. તેના વંશમાં અરૂણુ નામે સારો ધર્મિષ્ટ રાજા થયો હતો. તેને સત્યવ્રત નામે એક પુત્ર હતો. એ સત્યવ્રત કેવળ ઓછંકળ અને પોતાને ધુન ભરાય તેમ વર્તનારો હતો. એની બુદ્ધિ અતિ મંદ હતી અને શું કરવું યોગ્ય છે અને શું યોગ્ય નથી તેનો તે વિચાર કરતો નહીં. તે અત્યંત કામી તથા લોભી, અને ટુંકામાં કહેતાં દુરાચરણવાળો હતો. એક બિચારા ગરીબ બ્રાહ્મણની સ્ત્રીનું તેણે હરણ કર્યું અને વિવાહમાં મોટું વિઘ્ન નાખ્યું. તે સ્ત્રી સ્વરૂપવાન હતી અને તેને જોઇને તેના ઉપર મોહિત થઈ આ મહા પાતકનું કામ તેણે કીધું. આવા અપરાધનું શું ફળ થશે તેનો તેણે વિચાર નહી કીધો મારો પિતા રાજા છે, હું રાજપુત્ર છું, મને કોણ કહેનાર છે, આવા ભુલ ભરેલા વિચારમાં તે દોરવાઇ ગયો. તેણે તો ઉલટો એમ વિચાર કરવાનો હતો કે, મારા જેવા માણસનું કામતો આવા થતા અપરાધોને અટકાવવાનું છે, અને મારા સારાં આચરણથી બીજાઓને દ્રષ્ટાંત રૂપ થવાનું છે, કેમકે મોટા પુરૂષનું જોઇને બીજા તે પ્રમાણે વર્તે છે. પણ નીચ બુદ્ધિના માણસોને આવા ઉંચા વિચાર ક્યાંથી હોય ? તેના કૃત્યથી બ્રાહ્મણોમાં ખળભળાટ થઇ રહ્યો, અને તેઓ રાજાની પાસે પોકાર કરતા ગયા કે હે મહારાજ, અમે માર્યા ગયા, આવું થાયતો આપના રાજમાં કેમ રહેવાય. અરૂણે તેઓને શાંત પાડી પુછ્યું કે, મારા પુત્રે શો અપરાધ કીધો છે, બ્રાહ્મણોએ કહ્યું કે વિવાહ કરેલી વિપ્રની કન્યાને લગ્ન થતાં બળથી તે હરણ કરીગયો છે. તે સાંભળી રાજાએ પોતાના પુત્રને તેડી મંગાવ્યો, ને તપાસ કરી તો જણાયું કે બ્રાહ્મણોની વાતખરી છે. રાજા ધર્મિષ્ટ અને સત્ય પાળનારો હતો,

અને અગરજો અપરાધ કરનાર પોતાનો પુત્ર હતો, તો પણ સગપણ-થી જરાયપણ ચળિત નહીં થતાં બોલ્યો કે "હે સત્યવ્રત" તારૂં નામ સત્યવ્રત વૃથા પાડેલું છે, હે દુષ્ટ, હે મંદમતિ તું આપણા કુળને અને રાજ્યને લાંછન લગાડનારો નીવડયો છે; તું મહાપાપી છે, તારા જીવતરને ધિક્કાર છે, તેં જે અપરાધ કીધો છે તેને માટે તને રાજ્ય પાર કરવાની શિક્ષા ઘટે છે, માટે તું મારૂં રાજ્ય છોડીને અન્ય દેશમાં જતો રહે. બ્રાહ્મણો સંતોષ પામ્યા અને સર્વ પ્રજામાં રાજાની વાહ વાહ ગવાઇ રહી.

(શ્રી દેવી ભાગવત.)



# નમ્રતા.



## શ્રી ભૃગુરૂષિ અને ત્રણ દેવ.

નમ્રતા માણસનું મોટું ભુષણ છે. સર્વ વસ્તુનું બહારનું સ્વરૂપ પ્રગટ દેખાય છે, શરીરના અવયવ, રંગ એ દ્રષ્ટિગોચર છે પણ ગુણ તે પ્રમાણે નથી. બહારના શરીરની પરિક્ષા તેનાં દેખાતાં અવયવો અને રંગથી થઇ તે સુંદર અથવા કદ્રુપ ગણાય છે. તેમ માણસના અંતરની પરિક્ષા તેના ગુણ ઉપરથી થાય છે. અંતર દેખાતું નથી તેમજ ગુણ પણ સ્વરૂપ ધારી દેખાતા નથી; પરંતુ માણસના જેવાં આચરણ હોય તો તે ઉપરથી તેના સારા ગુણનું અનુમાન થાય છે. ગુણ જો સારા સમજાય તો તે ઉપરથી અંતરનું સ્વરૂપ સુંદર છે, એમ અનુમાનથી તરત જણાઈ આવે છે. સર્વ સદ્ગુણો અમુલ્ય રત્ન સરખાં છે તે જાતે પ્રકાશે છે, અને બીજાને પ્રકાશીત કરે છે. સદ્ગુણોમાં વિનય-નમ્રતા આવી જાય છે. જ્યાં નમ્રતા હોય ત્યાં પ્રેમ, દયા, કોમળતા સદાય રહેલાં છે એમ સમજવું. જે માણસમાં નમ્રતા છે તે જાતે સુખી છે, અને બીજાને સુખ આપનારો છે. કઠોરતાથી બરડપણું નીપજે છે, અને જ્યાં બરડપણું હોય ત્યાં વિનાશનો સંભવ છે. નમ્રતાથી વિઘ્નો દુર થાય છે, અને પોતાનું હિત સધાય છે, કઠોરતા વિઘ્નોની સામુ બહુ ટકી શકતી નથી. વાયુ અતિ ઉગ્રરૂપ ધારી સુસવાટા નાખી જોરથી ફુકાય છે, ત્યારે કોમળ વૃક્ષો અને વેલાઓ

જાણે નમ્રતાથી નમન કરતાં હોય તેમ ફરી ફરીને હાલે છે, અને પોતાનું સારી રીતે રક્ષણ કરે છે. પણ મોટાંને જરડ ઝાડો, પોતાના માનમાં ને મોટાઈમાં રહેલાં પવનના ઝપાટાથી જડમુળથી ઉખડી પડે છે. જે માણસમાં નમ્રતા અને વિનય હોય છે, તે જનમંડળમાં માન પામે છે, અને તેને સર્વ કોઈ પ્રીતીથી જોય છે. એ સદ્‌ગુણ વેરીને મિત્ર કરી નાખે છે, કોઇપણ માણસ જો ક્રોધથી આપણી સામે આવે તો તેને અટકાવવાનો સરસમાં સરસ ઉપાય નમ્ર થવાનો છે. ક્રોધ ક્રોધથી જીતાતો નથી પણ નમ્રતાથી જીતાય છે. કોઈ માણસ આપણને પ્રહાર કરે અને તેથી ચીડવાઈ જઈ આપણે સામો પ્રહાર કરીએ તો લડાઇ વધી જશે, અને શાંત પડશે નહીં, અગ્નિને શાંત પાડવો હોય તો તેથી ઉલટા ગુણના પાણીનો ઉપયોગ કરવાની જરૂર છે, લાકડાં અથવા ઘી નાખ્યાથી અથવા તેમાં સામો અગ્નિ નાખવાથી ઝવાળામાં વધારો થાય છે, કોઇપણ અવગુણને વશ કરવો હોય તો તેનો વિરોધી સદ્‌ગુણ શોધી કહાડવો, અને તેની સહાય લેવી. દ્વેષને અને રાગ અથવા પ્રેમને વેર છે, તે એક બીજાને વિરોધી છે, માટે દ્વેષને જીતવા માટે રાગની આવશ્યકતાં છે. કોઈ માણસ આપણા ઉપર દ્વેષ રાખતો હોય તો આપણે તેના ઉપર દ્વેષ નહીં રાખવો એટલુંજ નહીં પણ ઉલટો રાગ અથવા પ્રેમ રાખવો. અને તેમ કીધાથી યોગ્ય સમયે તેનો દ્વેષ જતો રહેશે એમાં જરા સંશય નથી. પરમેશ્વર વિશ્વમાં સર્વ સ્થળે વ્યાપી રહેલો છે અને એક પરમાણું એવું નથી કે જેમાં તે નથી રહેલો. જ્યાં જોઇયે ત્યાં તે ભરપુર છે, આપણામાં પણ તેજ છે, અને બીજાનામાં પણ તેજ છે. આ વાત મનમાં સચોટ સમજાઈ રહે છે ત્યારે તો નમ્રતાનું મૂલ્ય અ-

ત્યંત વધી જાય છે, ઇશ્વિર જ્યાં ત્યાં છે તો આપણું કર્ત્તવ્ય સર્વને નમન કરવાનું છે, કેમકે એ નમવું તે ઇશ્વિરને નમવાનું છે. નમ્રપણું નહી રાખતાં માનમાં અતડા રહેવું એ ઇશ્વિરની સામે અવિનય કરવા જેવું છે અને એ અવિનય પણ મહાપાતક છે. મોટા. મોટા રૂષિ મુનિઓ અને મહાત્માઓ શું ? પણ દેવતાઓ પણ નમ્રતા અને વિનયનું સેવન કરે છે.

શ્રીમદ્ ભાગવદમાં એ વિશે આપણને ઉંચી શિક્ષા આપનારી એક કથા છે. કોઇક સમય ઉપર સરસ્વતિ નદીના પવિત્ર તીર ઉપર બધા રૂષિઓ એકઠા થયા હતા, અને તેઓ સર્વના મનમાં એવી સ્ફુરણા થઇ કે આ પવિત્ર સ્થળે એક મોટો યજ્ઞ કરવો. યજ્ઞમાં દેવનું આરાધન થવું જોઇયે અને તેથી ત્યાં પ્રશ્ન ઉઠયો કે કિયા દેવનું આરાધન કરવું. મોટા દેવ ત્રણ છે, બ્રહ્મા, રૂદ્ર અને વિશ્નું. સર્વના વિચાર સરખા હોતા નથી અને તેથી એકે કંઈ કહ્યું, બીજાએ કંઈ કહ્યું, અને ત્રીજાએ વળી જુદુંજ કહ્યું. આ પ્રમાણે મતની ભિન્નતા થઈ, અંતે એ બાબતનો નિર્ણય કરવાનું કામ બ્રહ્માજીના પુત્ર ભગુરૂષિને સોંપ્યું. તેણે વિચાર કીધો કે હવે શું કરવું, ઘણીવાર વિચાર કીધા પછી તે રૂષિ ત્યાંથી ઉઠીને ત્રણે દેવની પરિક્ષા કરવા સારૂ બહાર નીકળી પડયા. પ્રથમ બ્રહ્માની સભામાં તે ગયા. ત્યાં તેણે બ્રહ્માજીને નમન પણ કીધું નહીં અને સ્તુતિ પણ કીધી નહીં. આથી બ્રહ્માજીને ઘણીજ રીસ ચઢી અને તેને શાપ દેવાનું મન પણ થઇ આવ્યું, પરંતુ ભૃગુ પોતાનો પુત્ર છે, એમ જાણી થયલા કોપને શાંત કીધો. ભૃગુરૂષિ ત્યાંથી ઉઠીને કૈલાસપર્વત ઉપર જ્યાં શંકર નિવાસ કરે છે ત્યાં ગયા. ભોળા શંકર, રૂષિને આવતાં જોઈ હર્ષ પામ્યા અને ઉભા થઇને તેને ભેટવાની તેયારી કરી. આ જોઈ ભૃગુરૂષિએ

શંકરને કહ્યું કે " અરે તું તો અવળે મારગે ચાલનારો છે. " આમ કહી રૂષિ પાછાં હટયા. ભોળા પણ ક્રોધાયમાન શંકરને આવાં અપમાનથી ઘણોજ કોપ ચડયો, અને પોતાનું ત્રિશુળ લઇને ભૃગુનો નાશ કરવા તે તત્પર થયા, પરંતુ તેમની પત્નિ સતી પાર્વતિએ તેમના ચર્ણાર્વિંદમાં પોતાનું મસ્તક મુકી તેમ કરતાં તેમને વાર્યા. ત્યાંથી ચાલીને ભૃગુરૂષિ વૈકુંઠમાં ગયા. ત્યાં જોય છે તો વિષ્ણુ ભગવાન શ્રી લક્ષ્મિજીના ખોળામાં માથુ મુકીને સુઇ રહેલા હતા. ભૃગુરૂષિ અંચાયા કે આતો સુતેલા છે. માટે હવે શું કરવું—થોડીવારે આગળ ચાલી વિશ્નુભગવાનની છાતીમાં જોરથી પાટુમારી, ભગવાન તરત ફડી ઉભા થયા અને રૂષિના ચરણમાં પ્રણામ કરવા લાગ્યા તેમણે કહ્યું કે " અહો રૂષિશ્રેષ્ટ આપે પધારીને મારા ઉપર ઘણીજ કૃપાકરી આ આસન ઉપર બીરાજી તેને પવીત્ર કરો, આપ પધારોછો એમ મારા જાણ્યામાં નોતું અને તેથી આપને યોગ્ય આવકાર મારાથી અપાયો નથી માટે ક્ષમા કરજો " પોતાને પાટુ મારી તે વાત્તતો તદન વીસરી જઇ કોમળ અને મધુર વાણીથી શ્રી વિષ્ણું-ભગવાન તે રૂષિની સાથે વાત કરવા લાગ્યા—ભૃગુરૂષિતો ચકિત થઇ ગયા, મૌન્યધારી બેઠા અને પરમ ભક્તિથી ઉત્કંઠિત થઇગયા. થોડી વાર પછી રૂષિ ત્યાંથી વિદાય થયા, અને સરસ્વતિને તીરે પાછા આવીને બનેલું સર્વ વૃત્તાંત સર્વને નીવેદન કીધું. એ વૃત્તાંત શ્રવણ કરીને સઘળાએ એક મતથી શ્રી વિષ્ણુંભગવાનનું પૂજન કરવાનું નક્કી કર્યું. વિનય અને નમ્રતાનો મહિમા આવો મોટો અને ઉત્તમ ફળ આપવા વાળો છે.

( શ્રી દશમસ્કંદ )



# राज्यभक्ति—इर्षा.



## જયચંદ્ર, પૃથિરાજ, અને તેના સરદારો.

રાજ્યભક્તિએ આપણા આર્યદેશને જેવો ઝળકાવી મુકયો છે તેવો કવચિતજ બીજા દેશને ઝળકીત કીધો હશે. રજપુત રાજ્યોનો ઇતિહાસ વાંચતાં રાજ્યભક્તિના દૃષ્ટાંતો આપણને ઠેર ઠેર નજરે પડે છે. રજપુતો એને સ્વામિ ધર્મ કહેતા હતા. રાજા પોતાની રૈયતનું પોતાની પ્રજાની પેરે રક્ષણ કરતા હતા, અને પ્રજા પણ પોતાના રાજાને પોતાના પીતા સમાન ગણીને પુજતી હતી. રાજા પણ માણસ છે, અને તેની સભામાં બિરાજનાર પણ માણુસ જાતીનાજ હોય છે. મનુષ્ય માત્ર ભુલ કરવાને પાત્ર છે અને તેથી રાજા અને તેના સભાસદો કોઇપણ સમયે ભુલ કરતા નોતા એમ કહી શકાયજ નહીં. પરંતુ સર્વ પ્રજા સાધારણ રીતે રાજા ઉપર પ્રીતી રાખતી હતી, અને તેથીજ તેનું કલ્યાણ થતું હતું. રાજમાં વસનારા અગણ માણુસોની વૃત્તિ તથા ઇચ્છા ભિન્ન ભિન્ન હોય છે, અને સર્વને રૂચતું થવું કઠીન છે, રાજાના હેતુ ઉપર પ્રજા મિથ્યા દોષ મુકતી નહીં એટલુંજ નહીં પણ રાજસેવા બજાવવામાં હંમેશ તત્પર રહેતી, અને માન સમજતી હતી. રાજ્યના સરદારો અને બીજાં માણુસો એકસંપથી રાજાને સહાય કરતાં, અને ઇર્ષાનું બળ ઘણીવાર જોવામાં આવતું નહોતું. જ્યાં ઇર્ષાનું બળ વધે છે ત્યાં ખરાબી થયા વિના રહેતી નથી. અહે-

આઈ અનેક પાપનું મુળ છે અને તેથી ભારે હાનીઓ થઈ છે અને થાય છે. આપણા આ ભરતખંડમાં ઘણા તેજસ્વિ પુરૂષો રાજ કરી ગયા છે, એમાં પૃથિરાજ ચહુઆણનું નામ જગતપ્રસિદ્ધ છે. તે દિલ્હીમાં રાજ કરતો હતો. તેના જેવોજ બળવાન જયચંદ્ર તેજ સમયમાં કનોજની રાજ ગાદી ઉપર શોભતો હતો. પણ તે બન્નેને પરસ્પર સ્નેહ અને સંપ નોતો. જયચંદ્ર ઘણો અભિમાની હતો અને પૃથિરાજની કીર્તિ તેનાથી સહન થઇ શકતી નોતી. ઈર્ષાથી તે ભ્રમિત ચિત થયો હતો. પોતાની મોટાઈ બતાવવાને માટે તેણે મોટો યજ્ઞ આરંભ્યો હતો. એવો યજ્ઞ કરતાં બધા રાજાઓની સાથે બળ અજમાવી તેઓનો પરાજય કરવો પડે છે, બધા રાજાઓ યજ્ઞમાં આવે છે, અને તેઓને જુદાં જુદાં કામો ઉપર નીમવામાં આવે છે. આ યજ્ઞને રાજસૂય યજ્ઞ કહે છે, આ યજ્ઞમાં પૃથિરાજ હાજર થયો નોતો, યજ્ઞનું મૂહુર્ત વ્યતીત નહીં જાય તેટલા માટે પૃથિરાજની સુવર્ણની પ્રતિમા બનાવી તે મૂર્તિને દ્વારપાળને સ્થાનકે મુકી આમ થતાં પૃથિરાજનું મોટું અપમાન થયું હતું. પૃથિરાજ પોતે આ સમાચાર સાંભળી સિંહની પેઠે ગર્જના કરી ઉઠયો હતો, એટલુંજ નહીં પણ તેના સર્વ સામંતો અને સરદારોનું રૂધિર ઉકળી ગયું હતું. પોતાના રાજાનું અપમાન થયલું એ સામંતો અને સરદારો સહન કરી શકયા નહીં. જયચંદ્રને પુરેપુરી શિક્ષા આપવાનો સર્વજનોએ એક મનથી નિશ્ચય કર્યો. જયચંદ્ર અને પૃથિરાજ સામસામા થઇ ગયા અને બન્નેના સૈન્યની વચમાં યુદ્ધ થયું. જયચંદ્રના સૈન્યમાં ભંગાણ પડયું અને નાસાનાસ થઈ ગઈ અને પૃથિરાજ ચુહાણનો યશ બોલાયો. રાજસૂય યજ્ઞમાં વિઘ્ન થયું અને યુદ્ધનો અંત આવ્યો. પૃથિરાજ દીલ્હિ તરફ ગયો. આવેલા બીજા રાજાઓ અને એકઠા થયલા બ્રાહ્મણો નરાય કરવા, એ જય-

ચંદ્રને યોગ્ય લાગ્યું નહીં. તેથી થોડા દીવસ તેઓને સબ્બીને પોતાની પુત્રી સંયુક્તાનો સ્વયંવર રચવાનો આરંભ કીધો. પૃથિરાજ પાસે ચંદ નામે પ્રખ્યાત બારોટ હતો. આ સ્વયંવર નિર્વિઘ્ને નહી થવા દેવાનો પૃથિરાજે અને તેના સામંત સરદારોએ નિશ્ચય કર્યો. પણ શી રીતે કામ કરવું ? ચંદ બારોટને સ્વયંવરમાં સૈન્ય આપી મોકલવાનું નક્કી કર્યુ. પૃથિરાજે વેશ બદલી ચંદના અનુચર થઈ જવાનું ઠર્યું. એ નિર્ણયને અનુસરીને સહુ કનોજ જઈ પહોંચ્યા. ચંદબારોટે જયચંદ્રને પોતાના આગમનના સમાચાર કહાવ્યા. જયચંદે તેને બોલાવ્યો, તે પોતાની સાથે પૃથિરાજને તેડીને રાજ સભામાં ગયો. ત્યાં ચંદબારોટે પૃથિરાજની અત્યંત પ્રસંશા કરી, પૃથિરાજનું વર્ણન કરતાં અનુચર રૂપે પાછળ ઉભેલા પૃથિરાજની ભણી આંગળી કરી કહ્યું કે, તે આના જેવા હશે. પૃથિરાજનું તેજ ઢાંક્યું રહે એવું નોતું, પ્રથમથીજ જયચંદ્ર અને સર્વ સભાજનોની આંખ તેની તરફ ખેંચાઈ હતી, અને તેમાં બારોટે આ પ્રમાણે કહ્યું, એટલે જયચંદ્રને જબરો વહેમ ભરાયો કે એ પૃથિરાજ પોતેજ હોવા જોઇએ. નિશ્ચય કીધા વિના કંઈ પગલું ભરવું એ મૂર્ખાઈ છે, એમ સમજી તેણે ચંદ બારોટની છાવણીમાં છુપા માણસો મૂકી તપાસ કરાવી. તપાસથી તેની ખાત્રી થઈ કે, પૃથિરાજ પોતેજ વેશ બદલી આવ્યો છે અને તેથી તેને હવે જવા દેવો નહીં એમ તેણે નિશ્ચય કીધો અને પોતાનું સૈન્ય નાખી ચંદબારોટની છાવણીને ઘેરી લેવડાવી.

સંયુક્તા પોતે પૃથિરાજના ગુણોની પ્રસંશા અને સદ્કીર્તિ સાંભળીને લગ્ન કરવું તો પૃથિરાજ સાથેજ. એમ તેણે દૃઢ નિશ્ચય કીધો હતો. સ્વયંવર રચનામાં તેનું ચિત નોતું. ભેગા થયેલા રાજાઓ અને બી-

જાઓને કારણે મુકીને મંડપમાં સુવર્ણના પૃથિરાજને વરમાળા પહેરા વવાનો તેણે નિશ્ચય કીધો હતો. ત્યાર પછી એવો સંજોગ આવી ગયો કે તે પોતાના મહેલમાં વિચારમાં લીન થયલી ઉભી હતી અને તે સમયે ત્યાં આવેલી નદીમાં પૃથિરાજ પોતાના ઘોડાને પાણી પાતો હતો, સંયુકતા પોતાની દાસીઓને મોકલીને પૃથિરાજને પોતાને મહેલે તેડી મંગાવે છે, અને ત્યાં બન્નેને ખરેખરી ઓળખ થાય છે. બીજે દીવસે આવવાનું વચન આપી પૃથિરાજ ત્યાંથી પાછો વળે છે. પોતાની છાવણીમાં આ શુભ સમાચાર આપી હર્ષ પ્રસારી પૃથિરાજ હવે શું કરવું તેનો સામંતો અને સરદારો સાથે ખાનગી વિચાર ચલાવે છે. ચંદબારોટની સરદારી હેઠળ દીલ્હિથી અગ્યાર હજાર માણસ નીકળ્યા હતાં. અને જયચંદ્રના સૈન્યમાં તો લાખોની ગણની હતી. પૃથિરાજ મહા શૂરવીર હતો, અને યુદ્ધથી પાછી પાની કરે તેવો નોતો, પરંતુ આ વેળા તેના સામંતો અને સરદારોની ઇચ્છાને માન આપવું એજ યોગ્ય છે એમ તેણે ધાર્યું. તેના સામંતોએ અને સરદારોએ કહ્યું કે હે પૃથિનાથ, જયચંદ્રે આપનું અપમાન કીધું છે તેમાં અમારૂં અપમાન થયલું અમે સમજીએ છીએ. સ્વામિ ધર્મ સાચવવામાંજ અમારૂં કલ્યાણ છે, અમારો દેહ અને અમારૂં સર્વસ આપના ચર્ણમાં અર્પણ થયલાં છે. આપનું હીત થતાં ભલે અમારી દેહ પડે, પણ આપનો જય બોલાશે અને તેથીજ અમે સ્વર્ગમાં સુખ પામશું. આ સમયે તો અમારી વિનતિ સ્વિકારી તે પ્રમાણે કરશો. પૃથિરાજનું કંઈ ચાલ્યું નહીં. બીજે દીવશે સંયુકતાને મળીને તેનું હરણ કીધું, અને પોતાની સાથે તેને ઘોડા ઉપર બેસાડી ઘોડો દીલ્હિ ભણી હાંક્યો મુક્યો. જયચંદ્રને ચંદ બારોટે સમાચાર કહાવ્યા કે, પૃથિરાજ સંયુકતાને લઈ ગયા છે. જયચ-

ચંદ્ર આશ્ચર્ય પામી ગયો અને લાખો માણુસથી ઉભરાતું લશ્કર તેણે ચડાવ્યું, પણ સર્વ વ્યર્થ. સામંતોએ કરેલા ઠરાવને અનુસરીને પ્રત્યેક સામંતે સામા થઇ સૈન્યને અટકાવ્યું. એમ સર્વ સામંત પડયા ત્યાં સુધી જયચંદ્રનું સૈન્ય દીલ્હિપતિને પહોંચી શક્યું નહીં. પૃથિરાજ સંયુકતા સાથે દીલ્હિમાં પહોંચી ગયો, પ્રજાએ જયનાદથી તેને વધાવી લીધો. જયચંદ્ર જ્યારે દીલ્હિની પાસે આવ્યો ત્યારે તેની પાસે સામંતોએ કચ્ચરઘાણ કરી નાખેલું થોડું સૈન્ય રહ્યું. હવે આગળ વધવામાં માલ નથી એમ વિચારી શ્રીકંઠ નામના બારોટને બોલાવીને જયચંદ્રે કહ્યું કે હવે તો એજ ઘટિત છે કે, તમે દીલ્હિમાં જાઓ. અને સંયુકતાને બહુજ ધામધુમથી પૃથિરાજ સાથે પરણાવો. આ પ્રમાણે કહી રાઠોડ રાજા કનોજ ભણી વીદાય થયો. પૃથિરાજની સભામાં જઇ શ્રીકંઠ બારોટે પોતાને મળેલી આજ્ઞા પ્રગટ કરી, અને પૃથિરાજ અને સંયુકતાના ધામધુમથી લગન થયાં અને સઘળે જયજયકાર વર્તિ રહ્યા. સામંતોની રાજ્યભક્તિને ધન્ય છે.

જયચંદ્ર પણ સમજ્યો કે મારી અદેખાઇનું અને બીજાનું અપમાન કીધું તેનું ફળ મને ખરેખરૂં મળ્યું. તે છેવટે બોલ્યો હતો કે " અરે ! મેં યજ્ઞ કર્યો તેમાં ઘીને બદલે રૂધિરની આહુતીઓ અપાઇ અને ફુળફુલને બદલે મારી કીર્તિ, મારૂં સુખ અને મારી લાજ હોમાઇ ગયાં. " ( પૃથિરાજ સુહઆણુમાંથી )



# કુસંપ—લોભ.



## પાંડવ અને કૌરવ.

સંપ અનેક સુખનું કારણ છે, જ્યાં સંપ છે ત્યાં સ્નેહ છે અને સ્નેહ છે ત્યાં બળ છે. જ્યાં સંપ નથી ત્યાં અનેક ઉપાધિયો ઉદય પામે છે, એકબીજાની અદેખાઈ વધતી જાય છે અને છેવટ વૈરભાવ પ્રગટ થતાં વિનાશનો સમય આવી પડે છે. આખા બ્રહ્માંડનું અવલોકન કરતાં માલુમ પડે છે કે, તેમાં આપણી પૃથ્વીના જેવા અનેક ગોળાઓ છે, તેઓને આધાર માટે ઘરને હોય છે તેવા પાયા અને થાંભલા નથી, અને તે કેવળ અધર રહેલા છે એટલુંજ નહી પણ અધર રહ્યા છતાં નિરંતર ફર્યાં કરે છે, આ પ્રમાણે નિયમસર જે થયું જાય છે તે શાથી ? એ સર્વ ગોળાઓ આકર્ષણરૂપી સ્નેહથી જોડાએલા છે, અને સંપથી એકબીજાના આશ્રયે રહી પોતાનું કામ કર્યો જાય છે. આપણું શરીર પણ અનેક પરમાણુનું બનેલું છે અને એ પરમાણુઓ જ્યાં સુધી એકબીજાની સાથે સ્નેહમાં જોડાયલાં રહે છે ત્યાં સુધી શરીર સબળ ચાલ્યું જાય છે, જ્યારથી એ પરમાણુમાં કલેશ ઉત્પન્ન થાય છે ત્યારથી તે બીગડવા માંડે છે અને છેવટે પરમાણુઓ છુટાં પડતાં શરીરનો નાશ થઈ જાય છે. આ ઉપરથી ખુલ્લી રીતે સમજાય છે કે સર્વ સમજુ માણસે સ્નેહ અને સંપ પાળવાં જોઈયે. આખું વિશ્વ સ્નેહ અને સંપનો દૈવી નિયમ પોકારીને કહે છે. એ દૈવી એટલે ઈશ્વરી નિયમનું જે ઉલ્લંઘન કરે છે તે પોતે દુઃખી

થાય છે અને બીજાને ક્લેશ ઉત્પન્ન કરે છે. બીજાને ક્લેશ ઉત્પન્ન થાય તેવું કરવું એ હિંસા છે અને હિંસા મોટું પાપ છે એ પાપથી જે આઘો નાસે છે તે પરમાત્માને પ્યારો છે.

આજથી પાંચ હજાર અને થોડાં વર્ષ ઉપર ભરતખંડમાં મહાભારતની વિનાશકારક લડાઈ થઈ હતી. એ લડાઇ પાંડવ અને કૌરવની વચ્ચે થઇ હતી, પાંડવ, કૌરવના નામ આપણે ઘણીવાર સાંભળીએ છીએ અને મહાભારતની લડાઈ એમ પણ સાંભળ્યું છે પણ તે કોણ હતા અને એ લડાઇ કેમ થઇ તે જાણવાની જરૂર છે. પાંડવને કૌરવ એકજ કુટુંબના હતા. એક સંતનુ નામે રાજા થઈ ગયો. તેને સત્યવતી નામે સ્ત્રી હતી, તેના વંશમાં એ બન્ને કુટુંબનાં માણસો હતા. ધૃતરાષ્ટ્ર અને પાંડુ એ બે સગા ભાઈ થતા હતા. ધૃતરાષ્ટ્ર આંખે અપંગ હતો, પણ તેને સો પુત્રો હતા, જેમાં સહુથી મોટો દુર્યોધન નામે હતો. એ દુર્યોધન સ્વચ્છંદી, લોભી, અદેખો અને પાપ કરતાં નહી ડરે એવો હતો. પાંડુને પાંચ પુત્ર હતા જેમના નામ યુધિષ્ટિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ હતા. પાંડુને બે સ્ત્રી હતી, એકનું નામ કુંતા અને બીજીનું નામ માદ્રી હતું, પહેલા ત્રણ છોકરા કુંતીથી થયા હતા અને બીજા બે માદ્રીને અવતરેલા હતા. ધૃતરાષ્ટ્ર અંધ હતો અને તેથી તે રાજગાદીને માટે અધિકારી નોતો. છતાં તે તથા દુર્યોધન રાજ્યપદ જતું કરવા દે તેવા નોતા. થોડા સમય સુધી જેમ તેમ ગાડું ચાલ્યું, પણ જ્યાં લોભ અને અદેખાઇની સત્તા ચાલે ત્યાં શાંતિ જળવાઈ રહેજ નહી. ધૃતરાષ્ટ્રના પુત્રો કૌરવ નામથી અને પાંડુના પાંચ પુત્રો પાંડવના નામથી પ્રસિદ્ધ છે. તેઓની વચ્ચે વેરભાવ વધતું ગયું અને દુર્યોધન પોતાના દુર્મતિઆ સોબતીથી હંમેશાં પાંડવોનો કેમ, કયા પ્રકારે નાશ થાય એવું શોધતો હતો.

ને છળભેદ. અને ક્રુરતામાં પ્રવિણ હતો. આવું અવગું સમજાવીને યુધિષ્ઠિરે પાસે જુગટું રમાડયું, યુધિષ્ઠિર રાજપાટ, સ્ત્રી દ્રૌપદી ઇત્યાદિક હારી ગયા અને તેઓને વનવાસ કરવાનું આવ્યું. સતી દ્રૌપદી ખરાબ સ્થિતિમાં હતાં તેવી સ્થિતિમાં પણ રાજ સભામાં તેને ઘસડી મંગાવી. અને દુષ્ટ નિર્લજ્જ દુર્યોધને પોતાની જાંગ ઠોકીને કહ્યું કે. આવ અહીંઆ બેસ. સતીએ ઊત્તર વાળ્યો કે હે પાપીષ્ટ, એ જાંઘ ઉપર તો ભીમસેનની ગદા બેશશે. પછી દ્રૌપદીના વસ્ત્ર ઉતારવા માંડયા, તેણીએ ભગવાનનુ સ્મરણ કીધું, અને ભગવાને સતીની અરજ સાંભળી ચીર ઉતારતાં ઉતારતાં નવસે નવ્વાણુ લગી ઉતર્યાં અને સતી વસ્ત્ર રહીત થઈ નહીં અને દુષ્ટજનોના મુખ સ્યામ થઇ રહ્યાં. સતીના મહીમાથી ભય પામી તેણીને ત્યાંથી જવાં દીધી. આની પહેલાં પણ પાંડવોને મારી નાખવાના ઉપાયો થયા હતા પણ ઇશ્વરની કૃપાથી તેઓ બચી ગયા હતા. આ વેળા રાજપાટ તજી તેઓને વન સેવવું પડયું. વનવાસમાં અનેક દુઃખો અને વિઘ્નો તેઓને વેઠવાં પડયાં અને તેની અવધી પુરી થતાં તેઓ પાછા વળ્યા, પણ દુર્યોધને તેમને રાજ પાછું આપ્યું નહીં. પાંડવોની સહાયે શ્રી કૃષ્ણ ભગવાન હતા. પાંડવો કલેશ નહીં થાય અને ગમે તે પ્રકારે ખાનગી રીતે સમાધાન કરવા આતુરતા રાખતા હતા. સર્વ વિષ્ટિ નિષ્ફળ ગઈ દુર્મતિઆ દુર્યોધને કોઇની પણ સારી શિખામણ કાને ધરી નહીં, અને અંતે પાંડવોને યુદ્ધમાં ઉતરવાની ફરજ પડી. પાંડવ અને કૌરવ બન્ને પક્ષમાં અસંખ્ય સૈન્ય ભેગું થયું, જુદા જુદા દેશના રાજાઓ પોત પોતાને રૂચતા પક્ષને સહાય કરવા આવી પહોંચ્યા. અરાઢ દીવસ સુધી રણસંગ્રામ ગાજી રહ્યો. લાખો માણસોનો સંહાર થઈ ગયો. અને તેમાં રાજા, રાણા અને શુરવીરોની ગણતી પણ રહી નહીં. અંતે

દુર્યોધનનો પરાજય થયો અને તે નાસી જઈ જયાશયમાં છુપાઈ ગયો. ત્યાંથી તેને પકડી આણીને ભીમે તેને મારી નાખ્યો અને પાંડવો નો જય ડંકો ગાજી રહ્યો. પાંડવો આખા રાજમાંથી થોડી જમીન લઈ ઉંચા બેસવા રાજી હતા પણ તે આપવાની દુષ્ટ દુર્યોધને ના પાડી હતી. તેનાથી લોભને જરા પણ મુકાયો નહીં. ટુકડો આપવાની ના કહેતાં સઘળુંજ ગયું અને પોતાનો પ્રાણ પણ તેણે ખોયો. આ જે યુદ્ધ થયું હતું તેના જેવું યુદ્ધ હજારો વર્ષે ભાગ્યે એકવાર થાય છે. એ યુદ્ધમાં લાખો ક્ષત્રીઓનો નાશ થઇ ગયો. ભરતખંડનું રક્ષણ કર્તા બળ એકદમ તુટી પડયું અને તેજ સમયથી ભરતખંડનો સૂર્ય અસ્ત પામવા લાગ્યો. દુર્યોધને કુસંપ અને લોભથી પોતાને હાની કરી એટલુંજ નહીં પણ આખા ભરતખંડ દેશને પાયમાલ કરી નાખ્યો. દ્વાપર યુગની અંતે આ મહાભારત યુદ્ધ થયું અને થોડો સમય વીતતાંજ કળિયુગ ચારે દિશાએ પોતાની આણ વર્ત્તાવી રહ્યા છે, માટે આપણે ઇશ્વર પાસે એટલુંજ માગીશું કે તું અમને સન્મતિ આપી સારે માર્ગે દોરવજે, અને સર્વમાં સ્નેહની વૃદ્ધિ કરજે. અસ્તુ.



## મોટાને જોઈ તેના જેવા થવા જતાં હાનિ.

# મિથ્યા વાસુદેવ.

શ્રી નારાયણ ભગવાનનો આઠમો અવતાર શ્રી કૃષ્ણનો હતો. તેમનો જન્મ શ્રાવણ મહીનાની વદ આઠમે મધ્ય રાતરે મથુરાં નગરીમાં થયો હતો, જ્યાં કંસ નામનો દૈત્ય રાજ્ય કરતો હતો. તેના ભયથી શ્રી કૃષ્ણને તેમના પિતા છાનાંમાના રાતનારાત ગોકુળ મુકી આવ્યા. ત્યાં ઉછરીને મોટા થયા, મથુરાંમાં જઇ તેમણે કંસને માર્યો. અને પછી દ્વારીકાપુરી વસાવી. જાદવ ક્ષત્રીઓ તેમને આધિન હતા અને સંપૂર્ણ માન આપી ઊંચી ભક્તિથી નિહાળતા હતા. શ્રી કૃષ્ણજી વાસુદેવ નામથી પ્રખ્યાત થયા અને શંખ, ચક્ર, ગદા, શાર્ઙ્ગ, અને શ્રી વત્સનું ચિન્હ, અને કૌસ્તુભમણી ધારણ કરી શોભતા હતા, આ સર્વ દિવ્યશક્તિ અને કૃતિ દર્શાવતાં હતાં. શ્રી દ્વારિકામાં તેમનો મહિમા તથા પ્રતાપ ઝળકી રહ્યા હતાં એટલુંજ નહી પણ આખા દેશમાં તે પ્રસિદ્ધ થયા હતા. એ સમયે કુરૂષ નામે દેશમાં એક પૌંડ્રક નામે રાજા હતો. તે અજ્ઞાન અને મૂર્ખ હતો. "લાંબાને લહી ટુંકો થાય, મરે નહી તો માંદો થાય" એ કહેવતનું રહસ્ય તે સમજતો નોતો. મોટાની સ્થિતિ અને કૃતિથી મોહ પામી નાનો તેના જેવો થવાનો પ્રયત્ન કરે છે તો તે પોતાની થોડી સંપત પણ ખોઇ બેસે છે, અને ઘણી વાર જીવનું જોખમ પણ થાય છે. પરમેશ્વરની

કૃપાથી જે સ્થિતિમાં આપણે આવી પડેલા હોઇએ તે સ્થિતિમાં સંતોષ માનવો એજ શાણા પુરૂષનું લક્ષણ છે. દરેક માણસને, તેના પૂર્વ જન્મોમાં કરેલાં કૃત્યોને અનુસરીને, તેને જે યોગ્ય હોય તે આવી મળે છે. જે રોપેલું હોય તેનાજ ફળ અંકુરને મળે, જેના બીજ નાખ્યાં નથી. તે વૃક્ષ ક્યાંથી થાય. કર્મનો નિયમ અચળ ચાલ્યો આવે છે અને તેને કોઇનો પક્ષપાત નથી. શુદ્ધ-નિર્મળ ન્યાય તેનોજ છે. આપણી હાલની સ્થિતિના કરતા આપણે પોતેજ છીયે અને હવે પછી કેવી સ્થિતિ પ્રાપ્ત કરવી તે પણ આપણાજ અખ્તિઆરમાં છે. આપણી સ્થીતિના આપણેજ કર્તા છીયે તો તેમાં સંતોષ માનવો એજ આપણું કર્તવ્ય છે, અને તેને માટે બીજાને શીર દોષ દેવાનો નથી. એજ કારણથી આપણાથી સારી સ્થીતિવાળાની ઇર્ષા કરવી નહીં જોઇયે, તેમજ તેના જેવા થવાનું વ્યર્થ પ્રયત્ન પણ કરવું નહીં જોઇયે, પૌંડ્રક રાજા આ સમજતો નોતો. "તમે પોતેજ જગતના પતિ ભગવાન વાસુદેવ અવતરેલા છો." એવા બાળબુદ્ધિ ખુશામતિઆઓના વારંવાર થતાં વચનથી તે છાકી ગયલો હતો, અને શ્રી કૃષ્ણના જેવાંજ ચિન્હ ઇત્યાદિ ધારણ કરતો હતો. તેનું અભિમાન અને મોહ ધીરે ધીરે વધતાં ગયાં, અંતે મૂર્ખાઇથી એટલો અંધ બની ગયો કે તેણે શ્રી કૃષ્ણને સંદેશો કહાવ્યો કે પૃથ્વિ ઉપર ખરો વાસુદેવ, લોકોનું દુઃખ ટાળવાને હુંજ થયલો છું, માટે તું મિથ્યા ધારણ કરેલું વાસુદેવ નામ મુકી દે, નહીતર મારે તારી સાથે યુદ્ધ કરવું પડશે. આ સંદેશો સાંભળી શ્રી કૃષ્ણ પોતે અને તેમજ રાજ્ય સભામાં બીરાજનારા સહુ કોઇ ખડખડ હસ્યા. સંદેશો લાવનાર દૂતની સાથે શ્રી કૃષ્ણે એકજ ઉત્તર કહાવ્યો કે " ઓ મૂર્ખ, વાસુદેવના ચિન્હ ધારણ કરવાથી તને આ બડબડાટ સુઝયો છે, પણ બીજાના ચિન્હ ધારણ કરવાથી તેવા થવાતું નથી. હું

તારાં એ ચિન્હો ઉતરાવીશ, અને રણભૂમિમાં તારાં હાડકાં રવડી જશે એમ તું નક્કી જાણજે. આ પ્રમાણે કહાવીને પોતાનું સૈન્ય તૈઆર કરી શ્રી કૃષ્ણ ભગવાન કરૂપ રાજાની ભણી ગયા. ત્યાં તે રાજા સાથે તેમને મોટું યુદ્ધ થયું, અને બળિઆ સાથે નબળો બાથ ભીડે તો છેવટે કુટાઇને પડે, તેવુંજ પરિણામ આવ્યું. મિથ્યા વાસુદેવનું માથું શ્રી કૃષ્ણ ભગવાને રણસંગ્રામમાં ઉડાવી દીધું, અને તેનું રાજ પાયમાલ થઇ ગયું. (શ્રીમદ્ દશમસ્કંદ.)



# નઠારી સંગત.



૫૬.

ડરવું ડરવું રે દુરિજનથી ભાઈ ડરવું;
સદાય સજ્જનની સંગતમાં સુખેથી સંચરવું. ॥ ટેક.
કાળી માઝમ રાત તણીરે, દીસે કાળી છાયા;
પ્રસરી સારી જગત તણી જે, કરે કાળી તે કાયા. ॥ડરવું.
વીખ પુંછડીમાં વીંછીનું, સર્પનું મુખમાં વાસે;
દુરીજન કેરૂં રોમે રોમે, વીખ ભર્યો તે ભાસે. ॥ડરવું.
દુષ્ટ વાયુનો સ્પર્શ થતામાં, થાએ ધાન્ય મીળાણુ;
દુરીજનના અંતરના વ્યાધી, ચેપી સઘળાં ભાગું ॥ડરવું.
દુરીજન રીઝે કે ખીજે પણ, સદા કરે તે હાની;
માયા રીઝી નરકે નાખે, ખીજે સુખની હાની. ॥ડરવું.
શાંત હોય કે તપે તથાપી, દુરીજન દુખ દેનારો;
કરે કોયલો કુરૂપ કાયા, બાળે છે અંગારો. ॥ડરવું.
*સંત સમાગમ ટાળે મેલો, આધિ વ્યાધિ ઉપાધી;
સંત પ્રસાદી પામી લેજે, હીત જનમનું સાધી. ॥ડરવું.

( હૃદય વિનોદ ઉપરથી. )

*સંત એટલે સદ્ગુણી પવિત્ર માણસો.

# बिचार्या विना उतावले काम नही करवुं.

## मा बापनी महता.



## ચિરકારીની મહતા.

આપણામાં અગત્યની કહેવત ચાલી આવેલી છે કે "ઉતાવળાસો બાવરા ધીરાસો ગંભાર." એ કહેવત આપણા લક્ષમાં ઘણીવાર રહેતી નથી, અને પ્રસંગોપાત ગુસ્સાના આવેશમાં આપણે એવાં કામ કરી નાખીએ છીએ કે, જેને માટે આપણને પાછળથી પસ્તાવો થાય છે, હજારો વર્ષના અનુભવમાંથી ડહાપણ રૂપી કહાડેલું માખણ તે કહેવત છે, સારૂં, પુણ્યનું, કલ્યાણકારી કામ જેમ બને તેમ વહેલું કરવું, કેમકે તે સારૂં ફળ આપનારૂં છે, અને તે કરવામાં વિલંબ થતાં કેટલીક વેળા વિચાર ફેરવાઈ જાય છે. નઠારું કામ કરતાં હંમેશ આચકો ખાવો, તેવું કામ તો બને ત્યાંસુધી કરવુંજ નહી, પરંતુ તેવું કામ કરવાની ફરજ આવી પડે અને તે કીધા વિના છુટકોજ નથી. એમ હોય ત્યારે તે કામ તરત, ઉતાવળે નહીં કરતાં, ઘણોજ વિચાર કરવો અને તે કરવાને માટે જેમ બને તેમ વાર લગાડવી. કોઈની સાથે મિત્રતા બાંધવી તો બહુ વિચાર કરીને અને ઘણે કાળે બાંધવી, બાંધ્યા પછી તે તોડવી તો તે પણ બહુ વિચાર કરીને અને ઘણે કાળે તોડવી. પ્રીતી કરવામાં, ગર્વ કરવામાં, અભિમાન કરવામાં, પાપ કર્મ કરવામાં જે પુરૂષ ઉતાવળ કરતો નથી તે પુરૂષ વખણાય છે.

ઉતાવળથી કંઈ કામ કરવામાં આવે તો તેમાં સાર અસારનો વિચાર બરાબર થતો નથી. ગુસ્સો ઉઠયો તો તેને વશ થઈ એકદમ વર્તવું તે પવનના ઝપાટાથી ઉડીને ગમે ત્યાં જઇને ક્ષુદ્ર પાંદડું પડે છે તેના સરખું છે. પાંદડામાં વિચાર શક્તિ નથી પણ માણુસને એ શક્તિ મળેલી છે. જે વિચાર કરતો નથી તે માણસના નામને પણ લાયક નથી. મનુષ્ય શબ્દ મન એટલે વિચાર કરવો એ ધાતુ ઉપરથી નીકળેલો છે. જે માણુસ વિચાર કરે છે અને ઉતાવળ કરતો નથી તે શાણો ગણાય છે. તેને ધરમ સંકટ જેવું આવી પડે છે તો તેમાંથી તે ઘણીવાર બચી જાય છે.

પૂર્વે ચીરકારી નામે ગૌતમ ઋષિનો મોટો બુદ્ધિવાળો પુત્ર હતો. તે જે કામ કરતો તે ઘણોજ વિચાર કરીને કરતો. અને તેથી તેનું નામ ચિરકારી પડયું હતું. તેને ઘણોજ સાંસ્તો ઉતાવળ વિનાનો જોઇને ઘણા એમ કહેતા કે, તે આળસુ અને ઓછી બુદ્ધિનો છે. પણ આ પ્રમાણે કહેનારા તેના સારા ગુણોને સમજતા નોતા, અને ટુંકી દૃષ્ટિના હતા. હવે એક વખતે એમ બન્યું કે ગૌતમ ઋષિ પોતાની સ્ત્રી અહલ્યાને દોષવાળી છે એમ માનીને, ક્રોધમાં આવી ગયા. ક્રોધ એ મોટો દુર્ગુણ છે અને માણસની રૂડી બુદ્ધિનો વિનાશ કરી આડે માર્ગે દોરવનાર છે. મોટા પુરૂષો પણ તેમાં ફસાઈ પડી અઘટિત કામ કરે છે. ક્રોધનું બળ જેવું તેવું નથી. અને તેટલાજ માટે માણસ માત્રે સદાય સાવધ રહી તેને દુરથીજ અટકાવવો જોઇયે. ગૌતમે ક્રોધાવેશમાં પોતાના પુત્ર ચિરકારીને આજ્ઞા કરી કે, આ તારી માતાને તું મારી નાખ. ગૌતમઋષિ મહા સમર્થ હતા છતાં પણ ક્રોધમાં બુદ્ધિ ભ્રષ્ટ થવાથી આ પ્રમાણે કહી વનમાં ચાલ્યા ગયા. ચિરકારી વિચાર કરવા લાગ્યો કે, "મારે માથે મોટું ધરમ સંકટ આવી પડયું

છે. મારે પિતાની આજ્ઞા કેવી રીતે પાળવી ? જો તે પાળું છું તો મારે હાથે મારી પોતાની માતાનો મારે વધ કરવો પડે છે. એ પણ કેમ બને ? પિતાની આજ્ઞા નહી માનવી એ પણ મોટું પાપ છે અને તેમજ સ્ત્રી હત્યા કરવી અને તેમાં પાછી પોતાની જનુનીની તેંપણ મોટું પાપ છે વળી પિતા ને માતા બન્ને પુજ્ય અને દેવ રૂપ છે પિતા જન્મ આપે છે, ગુરૂ છે, ધર્મ સ્વરૂપ છે, અને પોષણ કરે છે. તેમજ માતા પણ અત્યંત કષ્ટ વેઠીને દશ માશ ગર્ભમાં પુત્રને ધારણ કરે છે, તેને જન્મ આપે છે, તેને ઉછેરીને મોટો કરે છે, પોતાના જીવથી પણ અધિક તેને ગણે છે, અને તેનો સ્નેહ અપૂર્વ અને અગાધ છે. પુરૂષ પોતાની સ્ત્રીનો ભર્તા કહેવાય છે અને તેનું ભરણ પોષણ કરવું એ પુરૂષ નો ધર્મ છે. સ્ત્રીનું તે રક્ષણ કર્તા છે માટે તે પિતા કહેવાય છે, હવે પોતાની ભાર્યા કે પત્નીને મારી નાખવાની જે ઇચ્છા અને આજ્ઞા કરે, તો તે પોતાના ધર્મથી ચુકે છે, અને પછી તે ભર્તા કે પતિ પણ કેમ કહેવાય. ક્રોધના આવેશમાં આવીને, પોતાનો ધર્મ ભુલી જઈ, ગુણહીન ઉન્મત્ત સરખા થઇને પિતા આજ્ઞા કરે તો તે આજ્ઞા પુત્રને બંધનકારક અને સ્વિકારવા યોગ્ય નથી. આ પ્રમાણે વિચારમાં ચિરકારીએ ઘણો વખત ગાળી નાખ્યો. ગૌતમઋષિ વનમાં ગયા ને કેટલોક સમય વીતી જવાથી તેમનો ક્રોધ શાંત પડી ગયો; વિચાર કરતાં તેમને જણાયું કે સ્ત્રીને દોષિત માનવામાં મારી ભુલ થઇ છે. પોતાના કૃત્યથી તેમને પશ્ચાતાપ થવા લાગ્યો. પોતે અત્યંત સંતાપ પામીને મનમાં કહેવા લાગ્યા કે ચિરકારીએ પોતાના નામના અર્થને અનુસરીને મારી આજ્ઞા અમલમાં નહીં આણી હોય તો કેવું સારૂં. મહા પાપમાંથી હું બચી જાઉં. આવી રીતે પશ્ચાતાપ અને વિચાર કરતાં ઉતાવળા ઉતાવળા

પોતાને ઘેર દોડી આવી ચિરકારીને બુમ પાડી કહેવા લાગ્યા, " હે ચીરકારી તારૂં કલ્યાણ થાઓ, ચિરકારી તારૂં કલ્યાણ છે, જોતું આજે ચિરકારી થયો હોય તો ખરેખર તું ચીરકારી છે." ચિરકારી પિતાનો શબ્દ સાંભળી દોડી આવ્યો અને તેમના બન્ને પગ આગળ માથું નમાવીને તેમને પ્રસન્ન કરવા લાગ્યો. ગૌતમઋષિએ પોતાની પવિત્ર પત્નિને જીવતી જોઈ અને તેઓ અત્યંત હર્ષમાં આવી ગયા. તેમણે ચિરકારીને કહ્યું કે હે પુત્ર તને ધન્ય છે, આજે તેં તારી માતાનો જીવ ઉગાર્યો છે એટલુંજ નહીં પણ અઘોર પાપથી મને પણ ઊગારી લીધો છે. તને હું ખરા અંઃતકરણથી આશીર્વાદ આપું છું કે તારૂં કલ્યાણ થજો, તારૂં દીર્ઘાયુષ હોજો, અને તારી કીર્તિ વિશ્વમાં સઘળે વિસ્તરી રહેજો."

શ્રી મહાભારત, શાંતિપર્વ, પૂર્વાર્ધ અધ્યાય ૯૧



# विनय.

## अपकारनो बदलो उपकार.

# ગૌતમ ઋષિ.

આ પૃથ્વી ઉપર અનેક સ્વભાવના માણસો વસે છે, જુદા જુદા સ્વભાવને લીધે માણસોનું વર્ત્તન પણ જુદું જુદું હોય. પૂર્વજન્મની વાસનાઓને અનુસરીને સ્વભાવ બંધાય છે. જે સ્વભાવે સારા હોય છે, તેઓના સર્વ કર્મો, માનસિક, વાચિક, અને કાયિક હંમેશ સારાંજ હોય છે, જે સ્વભાવે નબળા હોય છે તેમના કર્મ પણ નબળાં હોય છે. સ્વભાવને અનુસરીને કાર્ય કરવાનું પ્રથમ વલણ થાય છે, પરંતુ જેઓ ચતુર પુરૂષ છે તે એ પ્રથમ થતાં વલણમાં ઘસડાઇ જતા નથી, અને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને સારા સારનો નિશ્ચય કરી સારૂં જણાય તેનેજ સ્વિકારે છે, પુરૂષાર્થ તે આનેજ કહે છે. "સ્વાર્થ સર્યો ને વૈદ્ય વેરી" એ કહેવત પ્રમાણે ચાલનારા ઘણા જીવો હોય છે. તેઓ માત્ર પોતાનાજ હિતને જોય છે અને સ્વાર્થની અધારીથી ગમે તેમ દોરવાઇ જાય છે. જેઓ ઊંચી પ્રકૃતિના છે તેઓ બીજાનાં કૃત્યો મનમાં નહી લાવતાં પોતાનું કર્ત્તવ્ય શું છે તે વિચારે છે, અને તેજ પ્રમાણે વર્તે છે. એઓને કોઈ ઉપર રીસ ચડતી નથી, અને કોઈ ઉપર તેમને દ્વેષ આવતો નથી. તેઓ સારી પેઠે સમજે છે કે પ્રત્યેક માણસ સાધારણ રીતે પોતાનાં પૂર્વજન્મનાં કર્મ તથા

વાસનાને આધિન રહી તે પ્રમાણે વરતે છે, અને તેથી તેમના અવ-ગુણને તેઓ દયાભાવથી જોય છે. સામો માણસ દુષ્ટ અને નઠારો થયો માટે આપણે પણ તેવા થવું, એ કોઇ ધર્મમાં કહ્યું નથી. ખાળકુંડી દુર્ગંધ પ્રગટ કરે છે તેથી ગુલાબ અથવા અત્તર પોતાની સુગંધ છોડતાં નથી. સારાં માણસનાં લક્ષણ એવાં છે.

હીંદુઓમાં જે રૂષિઓ મનાયલા છે તેમાં ગૌતમ નામે સમર્થ રૂષિ પ્રખ્યાત છે. તેમજ તેમની પત્નિ અહલ્યા પણ સુપ્રસિદ્ધ છે એ રૂષિ બ્રહ્મગીરી નામના, દક્ષિણ દેશમાં આવેલા, પર્વતમાં રહીને મોટું તપ કરતા હતા. તેવામાં આખા દેશમાં ભયંકર દુકાળ પડયો અને ઘણા વરસ સુધી ચાલુ રહ્યો. અન્ન મળે નહીં એટલુંજ નહીં પણ ઝાડનું લીલું પાંદડું પણ નજર પડતું નોતું, અને પાણી પણ શોધ્યું જડતું નોતું. મનુષ્ય, પશુ, પંખી, પ્રાણી માત્ર પીડાવા લાગ્યા. આ ઉપરથી ગૌતમ રૂષિયે વરૂણ દેવતાની આરાધના કરી તેમને પ્રસન્ન કર્યા. વરૂણે રૂષિને કહ્યું કે તું શું વર માગે છે?

ગૌતમ—પ્રભુજી, આપ પ્રસન્ન થયાછો તો હું એ ઇચ્છું છું કે અનાવૃષ્ટિનેલીધે પ્રાણીમાત્ર મહા સંકટમાં આવી પડેલાં છે, તેઓના સુખને માટે આપ વૃષ્ટિની કૃપા કરો.

વરૂણ—આ અનાવૃષ્ટિ દૈવ કૃત છે. જેવું કોઈ એક માણસનું કર્મ હોય અને તે કર્મનું ફળ તેને ભોગવ્યા વિના છુટકો નથી, તેમ જગત સમસ્તનું પણ કર્મ હોય, તે કર્મના પરિણામ જગતને ભો-ગવવાં અવશ્ય છે. કર્મના નિયમનું ઉલ્લંઘન બ્રહ્મા પણ કરવાને અ-શકત છે તો મારી તો વાતજ શી!

ગૌતમ—આપ પરોપકારી, કોમળ હૃદયના, અને પરદુઃખભંજન છો, તો સર્વ પ્રજાને પીડા થતી આપ કેમ જોઈ શકો છો? સહ

હોય ત્યાં અંધારૂં રહેતુંજ નથી, તેમ આપની કૃપાદૃષ્ટિ થાય તો પીડા કેમ રહી શકે? તમે જળના અધિપતિ, જળ આપવાને સમર્થ છો?

વરૂણ—મારે પણ સૃષ્ટિના અને કર્મના નિયમને આધિન રહી કામ કરવું પડે છે, પણ હું આટલું કરૂં છું. તું અહિં ખાડો કર, અને તેમાં અખુટ જળ રહેશે.

આટલું કહી વરૂણ દેવતા અંતર્ધ્યાન થયા. અખૂટ જળનો ખાડો થયો, અને તેને લીધે અનેક ધનધાન્ય તે વનપ્રદેશમાં થવાં લાગ્યાં. ગૌતમઋષિયે, બીજા પીડા પામતા ઋષિયોને પણ ત્યાં બોલાવ્યા, અને તેઓ પણ ત્યાં આવી દુઃખથી મુક્ત થયા. ઋષિયો તો નિર્મળ મનનાં હતા; પણ તેઓની પત્નિઓ અંતે સ્ત્રી સ્વભાવવાળી હતી. અહલ્યાની તેઓ ઇર્ષા કરવા લાગી. અહલ્યાના ગૌરવ અને ઊંચીવૃત્તિ તેઓથી સહન થઇ શક્યાં નહીં. તેઓ પોતાના સ્વામિ આગળ અહલ્યાનું ભુંડું બોલવા લાગી. અને સ્વામિના કાન ભરવા લાગી.

સ્વામિઓ કહે છે અરે! અહલ્યાને વિશે આમ બોલવું તમને ઘટતું નથી. તેણે અને ગૌતમે આપણ સર્વને જીવતદાન આપ્યું છે. જેણે આવો મોટો ઉપકાર કીધો તેનેતો આપણે જે કરીએ તે ઓછું છે. તેને બદલેશું આપણે કૃતઘ્ની થઇશું? તેમ થઇએ તો આપણાજેવાં મહાપાતકી બીજાં કોણ?

આમ કહી સ્ત્રીઓને વારીતો ખરી, પણ છેવટ તેઓએ ધાર્યું પારપાડયું, બધા ઋષિઓએ એકઠામળી ગણપતિની આરાધનાકરી માગ્યું કે ગૌતમનો તિરસ્કાર કરી આશ્રમથી બહાર કહાડો.

ગણપતિ કહે છે, નિર્દોષ ગૌતમને માટે આમ કરવાથી તમે મોટું પાપ કરો છો, તમને સારા પુરૂષો કોણ કહેશે, તમને એથી હાની થશે, માટે વિચાર કરો. સ્ત્રીની ઉસ્કેરણીને તાબે થઇ કામ કરે

તે પાછળથી નક્કી પસ્તાય છે.

ઋષિઓને એ શીખામણ નહીં રૂચિ, ને ગણપતિ ઠીક છે કહી વિદાય થયા. પછી એક વખત ગૌતમઋષિના ખેતરમાં ગાય રૂપે ગણપતિએ આવી બિગાડ કરવા માંડયો, ગૌતમઋષિ દર્ભ તુંબડાથી સ્પર્શ કરવા ગયા કે, તે ગાય તર્ત મરી ગઈ. પેલા ઋષિઓનું ચડી વાગ્યું, તેઓએ ગૌતમનો અનેક કઠોર વચનથી તિરસ્કાર કીધો અને કહ્યું કે હે ગૌહત્યારા! તું આશ્રમમાંથી આઘો જા, કેમકે જ્યાં પાપી હોય ત્યાં દેવતા આવતા નથી.

ગૌતમ કહે છે આપ કહો છો તે સત્ય છે, મારો અપરાધ મોટો પણ મારા ઉપર દયા લાવીને અને કૃપા કરીને પ્રાયશ્ચિત બતાવો.

તેઓએ પ્રાયશ્ચિત બતાવ્યું, ગૌતમ દુર રહેવા લાગ્યા. છેવટે ભગવાનની આરાધના કરી તેમને પ્રસન્ન કીધા. ભગવાન શંકરે આવી કહ્યું શંકર કહે છે હે ગૌતમ હું પ્રસન્ન છું, તું જે માગીશ તે આપીશ.

ગૌતમ—મહારાજ, હું આવો પાપી થયો છું માટે મને પવિત્ર કરો.

શંકર—અહો, તું તો સદા પવિત્રજ છે, તું પાપી થયોજ નથી, એ જે થયું તે સર્વ પેલા ઋષિઓ અને તેઓની સ્ત્રીઓનું છળકપટ હતું.

ગૌતમ—ભલે તેઓનું પણ કલ્યાણ થાઓ કેમકે તમણે એમ નહીં કીધું હોત તો મને આપના સાક્ષાત્ દર્શન ક્યાંથી થાત.

પછી શંકરની આજ્ઞાથી ગૌતમે ગંગાજીની માગણી કરી. ગંગાજી પ્રગટ થયાં, ગૌતમઋષિ અને તેમના પત્નિ અહલ્યા અતિ હર્ષ પામ્યા, અને તેમની પ્રાર્થના સ્વિકારી ગંગાજીએ પેલા અપરાધિ ઋષિઓ તથા તેમની પત્નિઓને પ્રથમ પ્રાયશ્ચિત કરાવીને પછી પોતાના પવિત્ર જળથી સ્નાન કરાવી પાવન કીધાં.

મહાત્મા અને સારા પુરૂષો છુપા રહેતા નથી. તેઓના કૃત્ય તેમના તેજને વિસ્તારી નાખે છે, અસત્ય અને છળ થોડા સમય સુધી કોઈકવાર છુપાવી જાય, પણ અંતે તે પ્રગટ પડી જાય છે, એમાં જરા પણ શક નથી.

મહા શિવપુરાણ જ્ઞાનસંહિતા.



## बाल मित्रता—नम्रता.

मोक्ष थया पछी सत्पुरुषनो प्रेम—स्मानो हेतु सारो मानवो.



# સુદામા-શ્રી કૃષ્ણ.

માણુસને ઘણે ઘણે પ્રસંગે મૈત્રી બંધાય છે પણ કેટલીકવાર તે ઘણો સમય ટકતી નથી. જે સ્થીતિમાં જુદા જુદા વિકારો પોતાની સત્તા ચલાવી રહેલા છે. તે સ્થીતિમાં સ્વાર્થનું પ્રબળ વધારે હોય છે, બાલ્યાવસ્થાનો સમય નિર્વિકારી અને પાપ વિનાનો છે. એ સમયે નિર્મળ હૃદયમાં પ્રેમની જે છાપ પડે છે તે પ્રેમ શુદ્ધ હોય છે અને ઘણે લાંબે કાળે મળવાનું થાય તે વખતે તે વાદળાંમાંથી સુરજ જેમ પ્રગટ પડે છે તેમ ઝળહળ પ્રકાશથી ઝળકી નીકળે છે. ઘણા માણસો એવા હોય છે કે, પાછલો સ્નેહ વીસરી જાય છે, અને તેમાં જો આગલા સ્નેહીના કરતાં પોતાની સ્થીતિ બહુ ઉંચી જાય છે તો આગલા સ્નેહીનું ઓળખાણ પણ જાણે ભુલી જાય છે, અને તેનાથી વાંકી દૃષ્ટિ કરીને ચાલે છે, સારા સમજુ માણસો આ પ્રમાણે કદી કર્તા નથી. શ્રી કૃષ્ણ તથા બળદેવજી તેમના ભાઇ, કંસાસુરને માર્યા પછી સાંદીપનિ ગુરૂને ઘેર ભણવા ગયા હતા. તે વખતે હાલના જેવી નિશાળો નોતી, પણ પવિત્ર અને વિદ્વાન બ્રાહ્મણોને ત્યાં મા બાપ પોતાના છોકરાને ભણવા મુકતા હતા. તે વિદ્યાર્થિઓ ભિક્ષા માગી લાવતા અને ગુરૂને અર્પણ કરતા, અને તેમાંથી તેમનું પોતાનું

પોષણ થતું હતું. ગુરૂ શિષ્યોની યોગ્યતા જોઇને તેને અનુસરતી વિદ્યા શીખવતા હતા, અને ગુરૂને ઘેરથી વિદ્યા ભણી રહીને વિદાય થતાં ગુરૂને પોતાની યથા શક્તિ દક્ષિણા આપતા હતા. સાંદીપનિને ત્યાં શ્રીકૃષ્ણની સાથે એક સુદામા નામનો બ્રાહ્મણ પણ ભણતો હતો. ગુરૂને ત્યાંથી ભણીને તેઓ સર્વ વિખુટા પડ્યા હતા. હવે શ્રી કૃષ્ણજીની સ્થીતિ તો કેવળ બદલાઇ ગઇ હતી. તેઓ દ્વારકામાં સર્વ યાદવોના અધિપતિપણાને પામેલા હતા, તેઓ સર્વ સમૃદ્ધિમાં ઝુલતા હતા, તેઓની સત્તાનો પારનોતો, અને પરમેશ્વર પેઠે પૂજાતા હતા. સુદામાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો અને તેને છોકરાં પણ થયાં. છતાં પૂર્વ જન્મના કર્મને લીધે તે દરીદ્રી અવસ્થા ભોગવતો હતો. કુટુંબ પોષણ માટે ધ્રણીવેળાએ પુરતું નહીં હોવાથી અતિ દુઃખ વેઠવું પડતું હતું. જ્યારે છેક નબળી સ્થીતી આવીગઇ, ત્યારે સુદામાને તેની સ્ત્રીએ વિનતિકરી કે, પ્રભુ આપના મિત્ર શ્રીકૃષ્ણ પાસે હવેતો જાઓ.

સ્ત્રી કહે છે–શ્રીકૃષ્ણ સત્પુરૂષોના આશ્રયરૂપ છે. બ્રાહ્મણનું સન્માન કરનારા છે; દુઃખીઆનું દુઃખ ટાળનારા છે. રાજાઓના પણ રાજા છે, અને અહીંઆ છોકરાંઓ ભુખે ટળવળે છે.

સુદામો–અરે! મિત્રાચારીનો લાભલઇને યાચના કરવી એ કેવું અઘટિત કામ છે, આપણા પૂર્વજન્મના કર્મના ફળ આપણે ભોગવવાં જોઇએ.

સ્ત્રીએ બહુ સમજાવ્યા ત્યારે સુદામાજીએ, ભલે એ નિમિત્તે શ્રી કૃષ્ણના દર્શન થશે એમ સમજી, જવાની હા પાડી. પણ જુના મિત્ર માટે ભેટ શું લઇ જવી, ઘરમાં તો કંઇ નોતું. તેની સ્ત્રીએ આમ તેમથી માગી લાવી પૌંઆ સુદામાજીને આપ્યા જે લઇને તેઓ

દ્વારકાં ગયાં. ગરીબાઇના સર્વ ચિન્હ તેમના ઉપર હતાં. દ્વારકાં નગરી તો ઇંદ્રની નગરીને ઝંખવી નાખે તેવી શોભી રહી હતી. ત્યાં દરિદ્ર બિચારો સુદામો, ફાટાં તુટાં વસ્ત્ર, ભુખથી પીડિત થયલું શરીર, મેલથી દુષિત એવા વેશે જઇ પહોંચ્યો. શ્રી કૃષ્ણનો મહેલ જોઇને તે દીગમૂઢ બની ગયો, "તેમાં પ્રવેશ કેમ થાય? અંતે તેમાં દ્વારપાળો તેને તેડી ગયા. તેને જોતાંજ શ્રી કૃષ્ણજી પોતે વહેલા વહેલા પલંગ ઉપરથી ઉઠીને સામા દોડ્યા અને ખરા ભાવથી તેને બે હાથે ભેટી પડ્યા. પછી સુદામાજીને લઇ જઇ પલંગ ઉપર બેસાડયા. આ બેની સ્થીતિમાં કેટલો તફાવત. એક ઊંચા પર્વના ઊંચામાં ઊંચા શીખરે, અને બીજો પર્વતના પાદ આગળ. તે છતાં શ્રી કૃષ્ણજીના અંતઃકરણમાં પૂર્વનો સ્નેહ જરા પણ ક્ષોભ પામ્યો નોતો. તેઓ અભિમાન અને દુર્પદ તેમજ સત્તાના મદથી વેગળા હતા. નમ્રતામાંજ ખરૂં મોટાપણું રહેલું છે, અને તેજ પ્રમાણે શ્રી કૃષ્ણજીનું સઘળું વર્તન નમ્રતાથી ખીલી રહ્યું હતું. પછી સુદામાજીએ સ્નાન કીધું, અને દિવ્યગંધ, ચંદન, અગર અને કુંકુમનો તેમને લેપ કરવામાં આવ્યો. મિષ્ટભોજનથી તેને તૃપ્ત પણ કીધા. આ સઘળું કરવામાં શ્રી કૃષ્ણજીએ પોતે જાતેજ આગળ પડતો ભાગ લીધો હતો, આટલુંજ નહીં પણ છેવટ સુખશૈયા ઉપર તેમને સુવાડી, શ્રી કૃષ્ણજીએ પંખો પણ ઢોળ્યો હતો. અને પગચંપી કરી મિત્રનો શ્રમ પણ મિટાડયો હતો. સર્વ લોકો આ પ્રમાણે શ્રી કૃષ્ણજીને કરતા જોઇને અત્યંત આશ્ચર્ય પામતા હતા. તેઓ જાતેજ જ્યાં સેવા કરવા લાગ્યા, ત્યાં તેમના સેવકો અને બીજાઓની તો વાતજ શી કહેવી. શેઠ જો નમ્રતા રાખે છે અને સારી રીતે વરતે છે તો પછી ચાકરો અને બીજાઓ તેમજ કરે છે, એટલે

એક સારો હોય તો બીજા કેટલા બધાને તે સારા કરે છે તે વિચાર-વાનું છે પછી શ્રી કૃષ્ણ ભગવાન પોતાના મિત્ર સાથે પાછલી વાતો કરવા લાગ્યા. હે મિત્ર ! ગુરૂને ત્યાં હતાં તે વખતે એક દિવસે ગુરૂને માટે આપણે જંગલમાંથી લાકડાં કાપી લાવવા ગયા હતા, અને એ-કાએક વર્ષાદ ધોધબંધ આવી પડયો હતો, અંધારી રાત હતી, વી-જળીઓ થતી હતી, અને આપણે માથે લાકડાના ભારા હતા, અને ગુરૂ આપણને શોધવા આવ્યા હતા. એ તને સાંભરે છે ? આ પ્ર-માણે કહીને મિત્રને રાજી કરતા. સુદામો છેક શર્માઈ ગયલો, હા પ્રભુ એમ ઉત્તર વાળતો હતો.

શ્રી કૃષ્ણ—હે મિત્ર હું ખરૂં કહું છું કે ગુરૂના ગૃહમાં રહેવાથી આત્માનું તત્વ જાણીને દ્વિજ લોકો સંસારના પારને પામે છે. જેનાથી જન્મ થાય છે તે પિતા પહેલો પુજ્ય પુરૂષ છે. તે પણ ગુરૂ છે. દ્વીજ વર્ણને જનોઇનો સંસ્કાર આપી વેદ ભણાવે છે, તે પુજ્ય બીજા ગુરૂ છે, આશ્રમવાળાને જે બ્રાહ્મણ વિદ્યા ભણાવે છે તે પુજ્ય ત્રીજા ગુરૂ છે. આ ત્રણ ગુરૂઓમાં, પહેલો પુજ્ય, બીજો સારી પેઠે પુજ્ય, અને ત્રીજો સાક્ષાત્ ઇશ્વર રૂપ ગણાય છે. ગુરૂની સેવા કલ્યાણકારી છે એમાં જરા સંશય નથી.

આવી આવી વાતો કરતાં સુદામાની પાસેથી આ અમારે માટે શું ભેટ લાવ્યા છો ? એમ કહી પૌંઆની પોટલી ખેંચી લીધી, કેમકે શ્રી કૃષ્ણજીના વૈભવથી ચકિત બની ગયો હતો, અને લજાતા તે છુપાવતો હતો. " ઓહો, આ તો મને અત્યંત પ્રિય વસ્તુ તમે લાવ્યા, તમે કેમ જાણ્યું કે આ વસ્તુ મને અત્યંત પ્રિય છે " એમ બોલી એક મુઠી પૌંઆની શ્રીકૃષ્ણજી પોતે ખાઈ ગયા. વસ્તુનો આ પ્રમાણે ભાવ વધારી મિત્રની લજ્જા ઓછી કરી. માણસની હોશીઆરી અને

ચતુરાઈ આવેજ પ્રસંગે અને આવીજ રીતે પ્રસિદ્ધ થાય છે, બીજે દીવશે સુદામાજીને વિદાય કીધા અને પાદર સુધી શ્રી કૃષ્ણજી પોતે વળાવવા ગયા, પણ કંઇ પણ ધન આપ્યા વિના પાછા વળ્યા.

સુદામાજી રસ્તે જતાં વિચાર કરે છે કે મને મિત્રે એક પઇ પણ આપી નહીં, તેમાં તેમનો હેતુ ઉત્તમ છે એમ હું સમજી ગયો. ધન મળ્યાથી પ્રભુની ભક્તિ ભુલાય છે, સંસારના વૈભવમાં વધારે ફસાય છે, અને જીવનું કલ્યાણ આઘે જાય છે, ધન છે મારા મિત્રને કે તેમણે ધનની લાલચમાં ફસાયલા હું અલ્પ જીવને તેથી ઉગારી લીધો, બીજા સાધારણ માણસો ખોટો વિચાર લાવી રીસથી વ્યાકુળ થાય તેથી સુદામાએ ઉલટોજ વિચાર કીધો, કેમકે સારા માણસો સામાના કરેલાં કાર્યનું રૂપ સારૂજ જોય છે, ઢાલની કાળી બાજુ તેમની દૃષ્ટિએ પડતી નથી.

સુદામાજી પોતાના ગામમાં આવી જોય છે તો પોતાની ઝુંપડી મળે નહીં, ને તે મનમાં ગભરાયા, થોડી વારે જણાયું કે શ્રી કૃષ્ણ ભગવાનના પ્રતાપથી, તેમની કૃપાથી, જ્યાં ઝુંપડી હતી ત્યાં ઝુંપડીનો મોટો મહેલ, નવનવા સરસામાનથી શોભીતો થઈ રહ્યો હતો, અને થોડા દીવશ પહેલાં જે દરિદ્ર બ્રાહ્મણ હતો તે મહા લક્ષ્મીવાન થઈ દીપતો હતો. મહાન્ પુરૂષો આપે છે તે મ્હોડે કહીને આપતા નથી, કેમકે સામા પાસે વખાણ કરાવવાનો તેમને લોભ અને ઇચ્છા નથી.

( શ્રીમદ્ ભાગવદ્ દશમસ્કંદ. )

# स्नेह विशे.



### તોટક વૃત્ત.

સહુ સ્નેહ કરો, સહુ સ્નેહ કરો. દુખદાયક ક્લેશથકી નિત્ય ડરો
બળ સર્વનું સ્નેહ થકી વધતું. નહિ સ્નેહ વિના ખરૂં ઐક્ય થતું
નિજ બાળક પતિ પિતા જનની. વળિ ભાઈ કુટુંબ મહી ભગની
સહુ સ્નેહની દોરથકી સાંગળીયાં, વખણાય ગણાય ઘણાં બળિયાં
સુખ દુઃખ મહીં સહુ ભાગ મળે. ઘટ. સંપથકી હાનિ વિપત્ત ટળે
ત્યમ વિશ્વ વિશાળ કુટુંબ લહો. નિત એકબિજાની સહાય ગ્રહો
પરમાણું અનેક રહે વળગી. તવ વસ્તુ વિનાશથકી છે અળગી
તનના પરમાણું નિરોધ કરે, તવ વ્યાધિ પિડે વળિ જીવ મરે
અવની અગણીત રહી ગગને, વણ આશ્રય કાર્ય વિશે મગને
કિરણે ઝળકે બહુ શુદ્ધ રૂપું. પ્રસર્યું ત્યમ સ્નેહનું તેજ છુપું
રસ જેમ તરૂવર માંહિ ફરે, સહુ અંગ સજીવન તેજ ધરે
રવિનાં કિરણો જગમાં વિખુટાં, ફરતાં પણ નોહ્ય સ્વતંત્ર છુટાં
કિરતાર તણાં જિવ છે કિરણો. સમજી મન સ્નેહથકી સુખી બણો
શુભ સ્નેહથકી દુર્ગુણ સર્વ મિટે, પછિ પાતક પાશ સમૂળ ફિટે
નિજની નિજ દેશની તેમ વળી. વડિ ઉન્નતિ થાય નિશંક ભલી
રમજો મચજો નિત સ્નેહ મહી. સહુ સાર તણો શુભ સાર લહી



# ભક્તિ.



## હનુમાનજી.

આપણા ભારત વર્ષમાં એક છેડાથી તે બીજા છેડા સુધી દૃષ્ટિ કરીશું તો આપણને તેમાં ભિન્ન ભિન્ન રંગો ઝળકી રહેલા દેખાશે. એમાં જે નિવાસ કરનારા છે તે એક જાતના નથી, પણ તેમાં હિંદુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તિ ઇત્યાદી લોકો છે. જુદી જુદી જાતોને લીધે ધર્મ પણ જુદા રૂપે પ્રસરી રહેલો છે, હિંદુઓ રામ, કૃષ્ણ, મહાદેવ, દેવી આદિક દેવતાઓના, પારસીઓ જરતુસ્ત અને અહુર્મઝદના, મુસલમાનો મહમદ પેગમબર અને અલ્લાના, ખ્રિસ્તિઓ ઇશુ અને તેઓ જેને "ગોડ" કહે છે તેના ઉપાસકો અને માનનારા છે. જેઓમાં ધર્મની કહેવાતી ઝનુન ઘણી વ્યાપી રહેલી છે તેઓ પોતાના ધર્મ શિવાયના બીજા ધર્મના માનનારાઓ સામે વાંકી અને રીસાળ દૃષ્ટિ રાખે છે. એ ધર્મ ઝનુનથી મોટી લડાઇઓ થઇને લાખો માણસના જીવ ગયા છે, આ પ્રમાણે દ્વેષ અને ક્રુરતા રાખવાનું કયા ધર્મમાં કહેલું છે ? વિશ્વ જે મહાન નહી કળાય તેવી, અને મન, વાણી, અને બુદ્ધિથી પર તેવી, સત્તાથી પ્રગટ થયું છે. તે સત્તા, જ્યાં જોઇશું ત્યાં એકજ છે, તે સત્તા, તે સર્વનું મૂળ કારણ સર્વ કોઇને પુજ્ય છે, જુદા જુદા ધર્મ માનનાર શું મૂળ કારણ જુદાં જુદાં બતાવે છે ? કદી નહીં. સર્વમાં મૂળ કારણ તો એકજ છે, પણ જુદી

જુદી ભાષામાં જુદા જુદા શબ્દોથી તે ગવાય છે. જેમ સૂર્યને અંગ્રેજીમાં "સન" કહે છે, ફારસીમાં "આફતાબ કહે છે," સંસ્કૃતમાં "રવિ" ઇત્યાદિક અનેક નામ કહે છે, પણ વસ્તુતઃ તે એકજ છે. જુદાં જુદાં નામથી જુદા જુદાં સૂર્યો થતા નથી. તેમજ જુદા જુદા શબ્દોથી વિશ્વની આદિ સત્તા એક છે તે અનેક થતી નથી, અને તેજ ઈશ્વર રૂપે મનાય છે અને પૂજાય છે. પૃથ્વી ઉપર જ્યારે જ્યારે ધર્મ ઝાંખો પડી જાય છે ત્યારે ત્યારે ફરીથી તેને સતેજ કરવાને એ મહાન્ શક્તિ અંશરૂપે તહીં દર્શણ દે છે. એ અંશરૂપ પ્રગટ થયલી તે સત્તાને કોઈ અવતાર કહે છે, કોઈ પેગંબર કહે છે ને કોઈ "પ્રોફેટ" કે બીજું કહે છે. ત્યાં પણ વસ્તુ–સાર તો એકજ છે. ઇશ્વરને રામ કહો, કે રહીમ કહો, ગમે તે કહો, પણ મતલબ એકજ છે. એ મુળ સત્તા જેને આપણે ઇશ્વર કહીશું તેનું કોઇએ ચોકસ નામ પાડેલું નથી, તેને સૂચવવાને માટે જુદા જુદા શબ્દો છે. તે સર્વ સ્થળમાં વ્યાપી રહેલો છે, સઘળું જાણનાર છે, દયાળુ છે, કૃપાળુ છે, અનંત શક્તિવાળો છે, અને પ્રેમનો અખૂટ ભંડાર છે. તેનું સ્મરણ નિરંતર કરવું એ પ્રાણી માત્રનું કર્તવ્ય છે. આ સંસારમાં અનેક જાતની પ્રીતિઓ છે, પણ સર્વથી ઊંચી પ્રીતિ, સાચું સુખ આપનારી, અને કલ્યાણ કરવાવાળી તે ઇશ્વર ઉપરની છે. એ પ્રીતિનો અત્યંત ભાવ તે ભક્તિ છે, ભક્તિ અમૃત રૂપ છે, તે સર્વ દુઃખને મિટાડે છે, તે પારસમણી છે કે જેથી લોઢું સુવર્ણ થઈ જાય. એ ભક્તિના બાણ જેને કાળજામાં સચોટ લાગે છે તેજ તેનો મર્મ અને રસ જાણે છે. જેને એ ચટકી ખરેખરી લાગી નથી, તે ભલે દહાડો ને રાત મોહડેથી રામ રામ કે રહીમ રહીમ કે અલ્લા અલ્લા કર્યાં કરે, પણ તેથી તે ભક્ત થતો નથી. જેની ધુમ પાડતાં દહેરાંઓ અને મં-

દીશોમાં દોડતાં ભક્ત કોઈ ગણાતું નથી. ખરા ભક્તનાં લક્ષણ જુદાંજ છે. તેઓનું તેજ છુપું રહેતું નથી. ભક્તને ઇશ્વર સાથે જે લગની લાગી છે, તે લગનીમાંજ તે મગ્ન અને તૃપ્ત રહે છે. ઇશ્વર વિના બીજું કંઈ પણ તેને રૂચતું નથી. ઇશ્વરના નામ વિનાની સર્વ વસ્તુ તેને ફીકી અને નકામી છે. શ્રીરામચંદ્રજીનો અવતાર થઈ ગયો છે. એ જગત પ્રસિદ્ધ વાત છે. તેમના પત્નિ સીતાજીનું રાવણ રાક્ષસ હરણ કરી ગયો હતો, તે રાવણની લંકા નગરી ઉપર ચડાઇ કરી. રાવણને રણમાં રોળી, સીતાજીને રામચંદ્રજીએ ફરીથી પ્રાપ્ત કીર્ધાં હતા. એ વેળાએ હનુમાનજી શ્રી રામચંદ્રજીની સેવામાં હતા. રામચંદ્રજીના ઉપર હનુમાનજીની એટલી બધી ભક્તિ હતી કે તે ભકિત સારૂ તે પોતાનો જીવ અર્પણ કરવાને સદાય તત્પર હતા. આટલી બધી ભકિત છતાં પોતાના સ્વામીની અનેક પ્રકારે સેવા હનુમાનજીએ કીધી હતી, અને મોટા પરાક્રમથી મોટા સંકટ ભરેલાં કાર્યો કીધાં હતાં એમ કહેવાની જરૂર નથી. સીતાજીને લઇને શ્રી રામચંદ્રજી પોતાની અયોધ્યા નગરીએ પધાર્યા. ત્યાર પછી તેમના રાજ્યાભિષેકનો મોટો ઉત્સવ થયો હતો. તે સમયે શ્રી હનુમાનજીના ઉપર પ્રસન્ન થઈ સીતાજીએ પોતાના ગળામાંથી પોતાને પહેરવાનો અમુલ્ય હાર, હીરા, માણેક, મોતી, અને રત્નનો બનેલો તેને બક્ષીસ આપ્યો, ને આશીર્વાદ દીધો કે " ચંદ્ર સૂર્ય તપે ત્યાં સુધી તું સદાય સુખી રહેજે, અને શ્રી રામચંદ્રજીના ગુણોનું કીર્તન કરજે, તું જ્યાં રહીશ ત્યાં શ્રી રામપ્રસાદ આવીને ઉભો રહેશે," હનુમાનજીએ તે હાર હાથમાં લીધો અને દરેક દાણો ભાંગી ભાંગીને જોઇ ફેંકી દેવા માંડયો. આથી સર્વ આશ્ચર્ય પામી ગયાં. કેટલાક માંહોમાંહે વાત કરવા લાગ્યા કે, આખરે જાતતો

વાનરની, એને એ વસ્તુની શી કિમ્મત. રામચંદ્રજી મનમાં સત્ય વાત સમજીને મુખ મલકાવવા લાગ્યા. લક્ષ્મણજી જે રામચંદ્રજીના ભાઈ થતા હતા, તેણે હનુમાનજીને પુછ્યું કે "હે કપી વીર, તું આ શું કરે છે ? આ તને આપેલો હાર ઘણોજ અમુલ્ય છે. ".

હનુમાનજી—હે પ્રભુજી, હું જે કરૂં છું તે યોગ્ય કરૂં છું. મારે એ હાર કામનો છે કે નહીં, તે હું જોઉં છું. આ બધા દાણાઓને ભાંજી ફોડીને મેં જોયા, પણ એકેમાં મેં **રામ** શબ્દ દીઠો નહીં, જેમાં **રામ** નામ નથી તે વસ્તુ મારે ધુળ બરાબર છે, અને કંઈજ કામની નથી. રામ નામ વિનાના હારનો બોજો મારે શું કરવા રાખવો જોઈયે. રામ નામનો પ્રતાપ જેણે જાણ્યો નથી, તે સંસારમાં વખણાતી વસ્તુઓથી મોહ પામે, હું તેથી લોભાતો નથી,

લક્ષ્મણ—હે હનુમંતજી, ત્યારે તમારૂં આ શરીર પણ વૃથાભાર રૂપજ હશે ? તે તમે કેમ ધારણ કરી રાખ્યું છે ?

હનુમાન—આપ ખરૂં કહો છો, જો એ શરીર રામ નામ વિનાનું હોય તો તે પણ બોજારૂપ છે, અને ધારણ કરવા યોગ્ય નથી. જેને ભક્તિની ચોટ લાગી છે, તે તો પોતાના ઈષ્ટના પ્રેમથી વ્યાપ્ત અને નિરંતર તૃપ્ત હોય છે. તેના ઈષ્ટનું નામ તેની જીભ એક ક્ષણ પણ મુકતી નથી, પંચ પ્રાણ પણ નિરંતર તે કલ્યાણ કારી નામનું ગુપ્ત ઉચ્ચારણ કર્યા કરે છે, અરે ! એટલુંજ નહીં, પણ તેના શરીરમાં રોમેરોમ અને રજકણે રજકણ તે નામ કોતરાઈ રહેલું છે.

આ સાંભળી કેટલાક મનમાં હસવા લાગ્યા, પણ હનુમાનજીએ તો આટલું બોલીને પોતાની છાતી નખ વડે ચીરી નાખી, અને વિનયથી વિનતિ કરી કે, દેવો, આ તપાસી જુઓ, આ કહ્યા પ્રમાણે

છે કે નહીં. સર્વ સભાજનોએ અસંખ્ય રામ. નામની પંક્તિ દીઠી. અને તેઓ સર્વ સાનંદ,શ્ચર્ય પામી ગયા. હનુમાનજીનો જય થયો. તેમના ઉપર ધન્યવાદની વૃષ્ટિ થઈ રહી. શ્રી રામચંદ્રજીના પ્રસાદથી તેમની છાતી પાછી હતી તેમ થઈ ગઈ, અને ચારે મેરથી કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ, એ શબ્દ ગાજી રહ્યા. હનુમાનજીના જેવો રામભક્ત બીજો કોઈજ થયો નથી, અને જ્યાં શ્રી હનુમાનજી હોય ત્યાં શ્રી રામચંદ્રજીને પણ નિશ્ચય સમજવા.

મોહોડે બોલતાં ભક્તિ સહેલી છે, પણ ખરા ભક્ત થવું એ મહાભારત કામ છે.



# પોતાનું કર્ત્તવ્ય.

## મરૂત્ત.

પ્રત્યેક મનુષ્યે, પોતે ગમે તે સ્થિતિમાં રહેલો હોય, તે સ્થિતિને અનુકળ કામ કરવાનું છે. તેને માથે અમુક કામ કરવાની ફરજ છે, આ ફરજ અદા કરવી એજ તેનો ધર્મ છે, પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનું અને ક્ષત્રીનું કર્ત્તવ્ય છે, એટલે એ તેનો ધર્મ છે. ન્યાયાધીશનો ધર્મ તેની સમક્ષ જે કજીઆ આવે તે કજીઆનો સામસામા પક્ષોનું ધૈર્યતાથી સાંભળી કોઇનો પણ પક્ષ રાખ્યા વિના, નિકાલ કરવાનો છે. કર્ત્તવ્ય એટલે ધર્મ. એથી જે ચુકે છે તે અધર્મિ કહેવાય છે, માટે પોતાને કરવાની જે ફરજ છે તે ફરજને—તે કર્ત્તવ્યને મારગે કોઇનું પણ સાંભળ્યા વિના સીધા ચાલ્યા જવું, એમાંજ માણસનું કલ્યાણ રહેલું છે. આજથી હજારો વર્ષ ઉપર મરૂત્ત નામના ચક્રવર્તી, તેજસ્વિ, બુદ્ધિશાળી, ધર્મને જાણનાર અને આચરનાર, અને પ્રજાનું સારી રીતે રક્ષણ કરનાર રાજા થઈ ગયા છે. સંવત નામે રૂષિએ તેને મોટા મોટા યજ્ઞો કરાવ્યા હતા, બ્રાહ્મણોને દક્ષણા આપવામાં તેની ઉદારતા એટલે લગી વધી ગઈ હતી કે, બ્રાહ્મણોના ઘર રત્નથી ભરાઈ જવાથી તેઓએ સોનું ફેંકી દીધું હતું. તેના યજ્ઞમાં સોનાના મહેલ મંડપો થયા હતા, અને ત્રણે વર્ણના લોકો લઈ ગયા હતા. મરૂત્ત જેવો યજ્ઞ કરનાર કોઈ થયો નથી. એ પોતાના દાદાની ગાદીએ બેઠા હતા, કેમકે કેટલાક કારણથી તેમના પિતા

અવિક્ષતે રાજ કરવાની ના પાડી હતી. મરૂત્તની માનુ નામ ભામિની હતું. તેની દાદીનું નામ વીરા હતું. મરૂત્તનો રાજ્યાભિષેક થયા પછી તેના દાદા કરંધમ પોતાની સ્ત્રી વીરાને લઇને વનમાં ગયો હતો. તેણે દેહ છોડયા પછી વીરા ભૃગુરૂષિના આશ્રમમાં રહીને તપશ્ચર્યા કરતી હતી.

એક દીવશ મરૂત્ત રાજાની પાસે એક તપસ્વિ આવીને કહેવા લાગ્યો કે, હે પૃથ્વીપતિ મરૂત્ત. તપસ્વિ મંડળને મદોન્મત થયલા સર્પો હેરાન કરે છે, તેઓ જળાશય વગેરેને વિખથી બિગાડે છે, હોમમાં નિત્ય કર્મમાં વિઘ્ન પાડે છે, એટલુંજ નહિં પણ તેઓએ મુનિઓના સાત પુત્રોને ડંશ દીધા છે, માટે તમારા પિતાની માતા વીરાએ કહાવ્યું છે કે, તું તારી પ્રજાનું રક્ષણ આવી રીતે કરે છે કે દુષ્ટ લોકોને તારા તરફનો કંઈ પણ ભય નથી? દુષ્ટજનોનાં કૃત્યોની દેખરેખ રાખવાને શુ તેં છુપા દૂતો રાખ્યા નથી? દુષ્ટને શિક્ષા કરવાનો તારો ધર્મ શું તું વીસરી ગયો છે? આવી મતલબનું કહેવું સાંભળીને મરૂત્ત રાજા તરત ત્યાંથી ઉઠીને ધનુષ્ય લઇને રૂષિના આશ્રમે ગયો, ત્યાં વીરાને તથા બીજા તપસ્વિઓને ઘટે તેમ માથું નમાવી નમસ્કાર કર્યા, અને તેઓએ તેને આશીર્વાદ આપ્યો. "મારી સત્તાનું અપમાન કરનાર દુષ્ટ સર્પોને હું હવે શિક્ષા કરૂં છું તે સર્વ લોકો જુઓ" એમ કહીને મરૂત્તે એક અસ્ત્ર હાથમાં ઝાલ્યું. તે અસ્ત્રના તેજથી નાગ લોક બળવા લાગ્યા અને નાસ ભાગ થઈ રહી. નાગો ભયભીત થઈ ગયા, અને અંતે મરૂત્ત રાજાની માતા ભામિની પાસે ગયા. આગળ એક સમયે ભામિનીએ નાગોને સહાયતા આપવાનું વચન આપ્યું હતું, તેથી તેની પાસે તે વચનનો લાભ લેવા ગયા. નાગોએ ભામિનીને કહ્યું કે, તમારો પુત્ર અમારો નાશ કરવા તૈયાર થયો છે, માટે હવે તમે અમારૂં રક્ષણ કરો. તેણીએ પોતાના

સ્વામિને કહ્યું કે, હું નાગોને અભય વચન આપી ચુકેલી છું, ને તેઓ મારે શરણે આવ્યા છે એટલે તમારેજ શરણે સમજવાના છે, તે ઉપરથી અવેક્ષિત જે આશ્રમ આગળ મરૂત્ત રાજા હતો ત્યાં ગયો. ત્યાં પિતા અને પુત્રની વચ્ચે ઘણી બોલા ચાલી થઈ, નાગોને જતા કરવાનું અવેક્ષિતે કહ્યું, પણ મરૂત્તે તે વાત નહિ સ્વિકારી અને કહ્યું કે પીતાજી, તમે મારે પરમ પુજ્યછો, પરંતુ મારૂ જે કર્ત્તવ્ય છે, મારો જે ધર્મ છે તેથી હું લેશ માત્ર પણ ખસી શકતો નથી. શાંતિ અને સુલેહનો ભંગ કરનારા. બીજાઓને હાની કરનારા, અને કલેશ કરાવનારા, દુષ્ટ અપરાધિઓને શું મારે દંડ નહીં દેવો ? શું તે દંડને પાત્ર નથી ? જો તે પાત્ર છે તો મારે શા માટે મારૂં કર્ત્તવ્ય ચુકવું ? આવી બાબતમાં આપે વચમાં આવવું યોગ્ય નથી. ન્યાયમાં પક્ષપાત કરવાથી મોટું પાપ થાય છે. આપ મહા સમર્થ છો, એ વાત વિશ્વમાં વિખ્યાત છે. એ દુષ્ટનાગો આપની તેથી સહાય લઈ બેઠા છે, પરંતુ હે પુજ્ય પિતા, પોતાની સત્તાની સામે થનારા અપરાધિ જનોથી શું રાજાએ ડરી જવું ? શું તેઓ પોતે લડવા તૈઆર થાય અથવા બીજાઓનો ભય બતાવે તેથી શું રાજાએ ભય પામીને તેમના અપરાધોને જતા કરવા ? પ્રજામાત્રે પોતાના રાજાની સત્તાને માન આપવું, અને રાજાની વિરૂદ્ધ નહીં થવું એ તેમનો પ્રથમ ધર્મ છે, નાગો પોતાના ધર્મથી વિરૂદ્ધ વર્ત્યા છે અને મારે પણ શું મારા ધર્મથી વિરૂદ્ધ વર્ત્તવું ? આપ સુજ્ઞ અને વિચારવાળા છો, ડહાપણનો ભંડાર છો, તેથી મારે કહેવાની જરૂર નથી કે આ વાતમાં આપનું અને તેમજ મારી માતુશ્રીનું કહેવું હું સ્વિકારી શકતો નથી, અવેક્ષિતે આ પ્રમાણે જોઇ પોતે સામુ અસ્ત્ર ધારણ કીધું. મરૂત્ત પણ પોતાના પિતાને પગે લાગી, તેમની આજ્ઞા લઇ સામો થયો. આથી

બધે હોહાકાર થઇ રહ્યો. અનેક રૂષિઓ અને વિપ્રો વચ્ચે પડયા, વીરા વચ્ચે પડયાં, નાગોએ બધા પાસે ક્ષમા માગી, ડંસેલાઓનું વીખ દિવ્ય ઔષધીઓ આણીને ઊતાર્યું, અને સઘળાઓ અત્યંત સંતોષ પામ્યાં. અવૈક્ષત, ભામિની અને વીરા મહા પરાક્રમી મરૂત્તના વર્તનથી અત્યંત પ્રસન્ન થયાં, તેની તેઓએ મોટી પ્રસંશા કરી, અને તેઓએ અને રૂષિઓએ અને વિપ્રોએ તેને એટલે મરૂત્તને આશિર્વાદના અમુલ્ય પુષ્પથી વધાવી લીધો. પોતાનું કર્ત્તવ્ય કોઈ પણ પ્રકારે ચુકવું નહીં એજ મોટું કામ છે, પિતા, માતા, પુત્ર, સગાં વહાલાં કે બીજા ગમે તે હોય તેની ચિંતા નહી રાખતાં સ્વધર્મનું સંરક્ષણ કરવું. અને તેમ તે કીધાથીજ પરમાત્મા પ્રસન્ન થાય છે.

( માર્કંડેય પુરાણમાંથી )



# कर्म निको.

## ૫૬.

મહિમા કર્મતણો નિહાળી, જાજો સન્માર્ગે સહુ ચાલી ॥ ટેક
કોઈ રંક ને કોઈ રાય છે, કો કાયર કો શૂરો
મનુષ કોઇ છે મુરખ મોટો, છે કો પંડિત પુરો ॥ મહિમા
કોઇક સુખિઓ કોઇક દુઃખિઓ, કો હસતો કો રડતો
પૂજાએ છે કોઈ પુરૂષ ને, કો ફોગટ રડવડતો ॥ મહિમા
કો સજ્જન, કો દુર્જન જોયા, ધર્મિ અધર્મિ કોઈ
કો ત્યાગી ને વૈરાગી કો, રહ્યા જગતને મોહી ॥ મહિમા
એમ વિશ્વમાં વિવિધ સ્થિતીઓ, ઉલટા સુલટી વ્યાપી
નિયમ રહિત જન જોય જગતને, અણ સમજુને પાપી ॥ મહિમા
ભિન્ન પ્રકૃતિ ભિન્ન સ્વભાવો, ભિન્ન ભિન્ન તે ઇચ્છે
જેવું ઇચ્છે તેવું પામે, મરમ વીરલા પ્રીછે ॥ મહિમા
જેવી વૃત્તિ, કરણી, ઇચ્છા, આવે સંધિ તેવી
સરવ તણો કરતા જિવ પોતે, વાત માની એ લેવી ॥ મહિમા
નથી બિજ જે રોપ્યાં તેનાં ફળ તો કયાંથી મળશે
પક્ષપાત અન્યાય તણારે, સંશય મનને ટળશે ॥ મહિમા
અસંખ્ય જીવો કેરી કરણી, ગણુતાં નહી ગણાએ
નોંધ સર્વની કર્મ કરીને, તોળે નિર્મળ ન્યાયે ॥ મહિમા
વિશ્વ સત્ય ને ન્યાય તણારે, ચાલે છે આશ્રયથી
સર્વ શક્તિ કર્તવ્ય પાળતી, જગતપતીના ભયથી ॥ મહિમા
સ્મરણ કરી તે સમરથ પ્રભુનું, સદા ચરણને સેવો
મન માન્યાં સુખ મળશે, મિથ્યા, જનમ ન જાવા દેવો ॥ મહિમા

# राजभक्ति-कोष.



## શ્વાન અને બ્રાહ્મણ.

રજપુતોનો ઇતિહાસ વાંચતાં અનેક પ્રસંગે સ્વામીધર્મનું પ્રાબલ્ય પુરણ ઝળકી રહેલું માલમ પડી આવ્યા વિના રહેતું નથી. સ્વામિધર્મ એટલે પોતાના ઉપર રાજકર્તાની સેવા. રાજાના હિતને અર્થે વીરપુરૂષોએ પોતાના દેહ અર્પણ કરતાં જરાપણ આચકો ખાધો નથી એટલુંજ નહીં, પણ એમ કરવામાં પ્રસન્ન ચિત્તથી જીવનને સફળ માનેલું છે. રાજ્યભક્તિ પરમ ધર્મ છે એજ એનું મુખ્ય કારણ છે. શ્રી પદ્મપુરાણના સ્વર્ગખંડમાં અગસ્ત્ય નામના મહા સમર્થ રૂષિએ શ્રી રામચંદ્રજીને સમજાવ્યું છે કે, પ્રથમ સત્યયુગમાં સહુ બ્રહ્મ રૂપ હતા, અને કોઇ રાજા નોતો. પછી સઘળી પ્રજા બ્રહ્માજી પાસે જઇને પ્રાર્થના કરવા લાગી કે હે લોકેશ ! હે જગત્કર્તા! અમારા કલ્યાણ માટે કોઈ શ્રેષ્ટ રાજા બનાવી આપો. તેથી લોકપાળ નામના દેવતાઓના તેજનો એક રાજા પ્રગટ થયો. તે પીડિત પ્રજાનું રક્ષણ અને યોગક્ષેમ કરે છે. બ્રહ્માજીએ તેનામાં ઇંદ્રનો અંશ મુકેલો છે તેથી તે સર્વને આજ્ઞા કરે છે. વરૂણના અંશથી તે પુષ્ટિ આપતા છે, કુબેરના અંશેધન આપનાર છે, અને ધર્મરાજા-યમરાજના અંશથી કુમાર્ગે જનારને દંડ દે છે અને અટકાવે છે. આવી રીતે રાજા દિવ્યઅંશી છે. ઇશ્વિર આખા વિશ્વના ઉપર સત્તા ધરાવે છે, તેમજ પૃથ્વિ ઉપર સત્તા ધરાવનાર રાજા છે એટલે રાજા પૃથ્વિ ઉપર ઇશ્વિરનો પ્રતિનીધી છે અને તેથીજ રૂષિઓ અને પંડીતો કહી ગયા છે કે,

રાજાના દર્શન કીધાથી દેવમાં દર્શનનું ફળ મળે છે. આ વાત પૂર્વ લોકોમાં સામાન્ય રીતે મનાતી હતી. એક દીવસ શ્રી રામચંદ્રજી રાજભવનમાં રાજ્યાસન ઉપર બિરાજતા હતા, ત્યાં એક શ્વાન પોકાર કરતો આવ્યો–તેને જોઈ.

શ્રીરામ કહે છે–હે શ્વાન તારે જે કંઇ કહેવું હોય તે તું મને કહે, તારે કંઈ પણ ભય રાખવો નહીં.

શ્વાન—રાજા, એજ પ્રાણીઓનો કર્તા છે, અને રાજાજ તેમનો નેતા છે, પ્રજા જ્યારે સુઈ રહે છે ત્યારે રાજા જાગે છે, રાજાજ પ્રજાને પાળે છે, અને સારી રીતે ચલાવેલી નીતિથી રાજા ધર્મનું રક્ષણ કરે છે. જ્યારે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી ત્યારે પ્રજાનો ઝટ નાશ થાય છે. રાજાજ કર્તા, રક્ષણકર્તા અને જગતનો પિતા છે. રાજાજ કાળ અને યુગ છે. રાજાજ જગત છે. રાજાજ જગતને ધારણ કરે છે અને તેથી તે ધર્મ કહેવાય છે. × × સર્વ પ્રમાણમાં તમે શ્રેષ્ટ પ્રમાણછો, સર્વ ધર્મોનું સ્થાન તમેછો.

રામ—હે શ્વાન, બોલીદે, તારૂં શું કાર્ય આજ મારે કરવાનું છે.

શ્વાન—ભય પામેલા અને પીડિત જનો રાજાને શરણે જાય છે, માટે હું આપને શ્રમ આપવા આવ્યોછું. સર્વાર્થસિદ્ધ નામે એક બ્રાહ્મણ છે, તે ભિક્ષાવૃત્તિ કરે છે, તેણે આજે મને વિના અપરાધે પ્રહાર કીધો છે.

આ સાંભળી શ્રી રામચંદ્રજીએ તે બ્રાહ્મણને તેડાવી મંગાવ્યો, અને તે બ્રાહ્મણને પુછતાં બ્રાહ્મણે પોતાનો અપરાધ કબુલ કીધો પણ કહ્યું કે.

બ્રાહ્મણ—હે પ્રભુ, ક્રોધ વ્યાપવાથી મારાથી પ્રહાર થઇ ગયો છે. હું ભિક્ષાને માટે, વખત થઈ ગયલો હોવાથી, ઊતાવળથી ફરતો હતો, અને આ શ્વાનને શેરીની વચ્ચે બેઠેલો મેં જોયો. મેં તેને ઉઠી જઇને માર્ગ આપવાનું કહ્યું પણ તેણે માન્યું નહીં, તેથી મારાથી તાડન થઈ ગયું છે.

રામ—હે દ્વીજ, તું નથી જાણતો કે ક્રોધ પ્રાણ હરનારો શત્રુ છે, તેના જેવો બીજો ભુંડો કોઈ શત્રુ નથી. એ ખડગરૂપ છે, દેખીતી રીતે તે સામાને પ્રહાર કરે છે, પણ ખરીરીતે જોતાં એ કૃત્ય પોતાના પગમાંજ કુહાડી મારવા જેવું છે, જપ, તપ, યજ્ઞ, દાન એ સર્વ ક્રોધથી નાશ પામે છે, ક્રોધ સત્ય અને અસત્યની બુદ્ધિને ઢાંકી નાખે છે, ક્રોધ પોતાની સ્થિતિને ભુલાવી દેછે અને પોતાને નહી છાજતાં કામ કરાવે છે, કામ અને ક્રોધ સર્વ પાપનાં મુળ છે. શાણા પુરૂષો પોતાના મન ઉપર અંકુશ રાખે છે, કોઇના ઉપર ક્રોધ કરતા નથી, અને દ્વેષ પણ રાખતા નથી.

બ્રાહ્મણ—હે કરૂણાનીધી, હું અપરાધ સ્વિકારૂછું, અને આપની ક્ષમા માંગુંછું. મારા અપરાધને માટે જે યોગ્ય લાગે તે દંડ આપ કરો, કેમકે તે દંડને હું પાત્રછું.

આ સાંભળી શ્વાનને પુછીને અને પોતાની રાજ્ય સભામાં બિરાજનારાઓની સલાહ લઈ તે બ્રાહ્મણને યોગ્ય શિક્ષાકરી તેને તથા શ્વાનને રામચંદ્રજીએ વિદાય કીધા.

શ્રી વાલ્મીકી રામાયણ.

---

# ગુણનિધિ છોકરાની વાત.



હિમાલય પર્વતનું એક મોટું શીખર જેને કૈલાસ કહે છે તે ઘણું રમણીય અને આશ્ચર્યકારક સ્થાન છે. હીમાલય જેવો ઊંચો પર્વત પૃથ્વી ઉપર બીજો નથી. પવિત્ર ગંગાજી એ પર્વતમાંથી નીકળે છે. એજ ગંગાજીના તટ ઉપર સર્વ પાપને દુર કરવાવાળો કપિલમુનિનો આશ્રમ છે. તે પ્રદેશમાં ઘણા પૂર્વકાળ ઉપર યજ્ઞવિદ્યામાં કુશળ, યશવાન, રાજાથી પુષ્કળ સન્માન તથા ધન પામેલો, વેદમાં નિપુણ, સારા આચરણવાળો યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ થઇ ગયો હતો. તેને એક પુત્ર નામે ગુણનિધિ હતો. તેને પોતાની કુળ રીતી પ્રમાણે તેના બાપે અનેક વિદ્યા શીખવી; પણ નઠારા મનુષ્યોની સંગતિમાં પડવાથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થઇ ગઈ. સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ ઇશ્વરભક્તિ, ત્યાગ કરીને, તેણે વિપરીત કાર્ય કરવા માંડયાં. નઠારા માણસની સંગતથી દુર્ગુણમાં ફસી પડાય છે એ વાત ખરી છે. કાજળનો સ્પર્શ થાય તો કાળા કેમ નહીં થવાય. ધીરે ધીરે ગુણનિધિ જુગાર રમતાં શીખ્યો, ઘરમાંથી બાપના ધનમાંથી છુપી રીતે ચોરી કરવા માંડી, પોતાની મા પાસે પણ પૈસા વારંવાર માગવા માંડયા. આ પ્રમાણે પૈસા મેળવીને જુઆ ખેલનારાઓને તે આપતો હતો. પોતાના બાપથી જેમ બને તેમ આઘો ફરતો હતો. તેની માને કોઇવાર યજ્ઞદત્ત પુછતો કે ગુણનિધિ કયાં ગયો, ત્યારે તે બિચારી પોતાના છોકરાના અવગુણ ઢાંકવા પ્રયત્ન કરતી ને કહેતી કે, સ્નાન કરવા ગયો છે, કે સિવપૂજન કરવા ગયો છે, કે પાઠશાળે ગયો છે.

માને પોતાના છોકરા ઉપર એટલો બધો પ્રેમ હોય છે કે ને પ્રેમને સંપૂર્ણ વશ થઇ જતાં છોકરાના છિદ્ર ઢંકાવવાને જુઠું બોલતાં આચકો ખાતી નથી. આ પ્રમાણે ગુણનિધિના દુર્ગુણની તેના પિતાને જરા પણ ખબર પડી નહીં, અને તેણે ગુણનિધિના લગ્ન કરી ઘણા રૂપીઆ ખરચી નાખ્યા. ગુણનિધિની સ્ત્રી ઉંચા ગુણની શીળવાન અને પતિવ્રતા હતી. ગુણનિધિની મા તેને વખતો વખત બહુ ઠપકો આપતી, અને તેની ચાલ સુધારવાને ઉપદેશ દેતી હતી, પણ એ બધું એક કાને સાંભળી બીજે કાને ગુણનિધિ કહાડી નાખતો હતો. ગુણનિધિ જેવાને પથ્થરની ઉપમાં અપાય તો તે ઘટિત છે, માટે એ સઘળું પથ્થર ઉપર પાણી જેવું હતું. પોતાની સ્ત્રી પ્રત્યે ગુણનિધિને પ્રીતી નોતી. દીવશે દીવશે તે વધારે બગડવા લાગ્યો. હંમેશ જુગાર ખેલવો, મદ્યપાન કરવું, માંસ ભક્ષણ કરવું, ચોરી કરવી, ચુગલી કરવી, નઠારી સ્ત્રીઓને ત્યાં જવું, એવાંજ પાપ કર્મમાં તે પોતાનો સમય ગાળતો હતો. જે માણસ પાપને માર્ગે દોરવાય છે તેને નીચે પડતાં વાર લાગતી નથી. ઉતરતા ઢોળાવ ઉપરથી તે જાણે નીચે સરી પડતો હોય તેમ થાય છે. એક દીવશે તેની માને ભરનિદ્રામાં જોઇને તેની આંગળીએ એક કિમતી વીંટી હતી તે બહુ તજવીજથી તેણે ઉતારી લીધી. તે વીંટી જુગારમાં તે હારી ગયો. એ વીંટી યજ્ઞદત્તે પેલા જીતેલા જુગારી પાસે જોઈ તેને પુછતાં પહેલાં તો તેણે ગાંગાં તલ્લાં મારવા માંડયા, પણ પાછળથી યજ્ઞદત્તથી તેને માલમ પડયું કે એ વીંટી રાજાએ આપેલી હતી, ત્યારે તે ગભરાયો અને ખરી હકીકત તેણે કબુલ કરી દીધી. તે વીંટી તે જુગારીએ યજ્ઞદત્તને આપી દીધી. યજ્ઞદત્તે પોતાને ઘેર જઇ પોતાની સ્ત્રી પાસે વીંટી માગી, તેણીએ જવાબ દેવામાં બહુ ફાંફાં માર્યાં. આખરે યજ્ઞદત્તે તેને બહુજ ઠપકો

